# જેલના કાયદા

ને

# બીજી ઉપયોગી માહિતી

પ્રયોજક ને પ્રકાશક

લવણુપ્રસાદ શાહ

કિંમત ચાર આના.

પ્રથમ આવૃત્તિ. ]  [ પ્રત ૧૨૦૦

# જેલમાં જન્મ.

ઓ શ્રી દેવકી અને વસુદેવની ઓ

પ્રાર્થના પત્રિકા



ધર્મભક્તિ માર્ગદર્શક

# મુંબઈ ઇલાકાના જેલના કાયદાનું ગુજરાતી ભાષાન્તર.

૧ યુરોપીઅન કેદી એટલે બધા યુરોપીઅનો, એંગ્લોઇન્ડીઅનો, અમેરીકનો, અને બીજા બધા લોકો પછી તે હિંદી હોય, કે બીજા પણ જેની રહેવાની ટેવ Habit અને રીતભાત Stile સુપરીન્ટેન્ડન્ટની નજરમાં બીજા સામાન્ય હિંદી જેવી નહિ, પણ લગભગ યુરોપીઅન જેવી હોય તે (૨ ડી).

૨ યુરોપીઅન પરદેશી કે જેમને ૧૮૬૪ના ૩જા કાયદાની ૪થી કલમ પ્રમાણે અટકમાં રાખવાની જરૂર પડશે, તો તેમને યરોડા જેલમાં રાખવામાં આવશે. (૧૨)

૩ ઇન્સ્પેકટર જનરલ જ્યારે દરેક જેલો તપાસવાને આવે ત્યારે ઇન્સ્પેકશન વખતે દરેક કેદીને કેદખાનામાં તે મળશે, અને દરેક કેદીને કોઈ પણ જાતની અરજ Request કે ફરીઆદ Complain હોય તો તેને સંપૂર્ણ તક આપશે. અને જેલર તે યોગ્ય જગાએ મોકલી આપશે. (૩૦)

૪ સેન્ટ્રલ જેલ, તેમજ બીજી કોઈપણ જાતની જેલ, કે જ્યાં સુપરીન્ટેન્ડન્ટ રહેતા હશે, તેણે કાયદા પ્રમાણે ૧૨ માસની અંદર તે પ્રાંતની ભાષા એક અભણ ગામડીઆ સાથે વાત કરી શકે, તેમજ પત્રવહેવાર ચલાવી શકે તેવી રીતે તેણે શીખી લેવી જોઈએ. (૪૧)

૫ સુપરીન્ટેન્ડન્ટે પોતે દરેક કાયદો પાડવો જોઈએ, તથા અમલદાર અને કેદીઓ પાસે પડાવવો જોઈએ. (૪૨)

૬ રજા સિવાય દરરોજ, બનતાં સુધી સવારના સુર્યોદય પછી, અથવા ૧૦ વાગ્યા પહેલાં સુપરીન્ટેન્ડન્ટે જેલે આવવું જોઇએ, અને જરૂર હોય તો રજાના દિવસોમાં પણ આવવું જોઇએ. (૪૪)

૭ એકાંતમાં રાખેલ હોય તેવા કેદીની સુપરીન્ટેન્ડન્ટે દરરોજ અને જરૂરત હોય તો રજાના દિવસે પણ મુલાકાત લેવી જોઈએ. (૪૫)

૮ ઇસ્પીતાલની સુપરીન્ટેન્ડન્ટે વારંવાર મુલાકાત લેવી જોઈએ, અને માંદાઓ માટે દરેક તજવીજ થઈ છે કે નહિ તે જાણવું જોઈએ. (૪૬)

૯ કેદીઓને જે શાકભાજી આપવામાં આવતી હોય, તે બરાબર તાજી અને પુષ્ટિકારક છે કે નહિ, તેની સુપરીન્ટેન્ડન્ટે તપાસ રાખવી જોઈએ. (૪૭)

૧૦ સુપરીન્ટેન્ડન્ટે નિયમીત રીતે દર અઠવાડીએ એક ઇન્સ્પેકશન કરવું જોઈએ, અને કોઇપણ કેદીને કાંઈ પણ Complain ફરીઆદ કે Request અરજ કરવાની છે કે નહિ તેની તપાસ કરવી જોઈએ. (૪૮)

૧૧ ચેપી દરદીને અલગ કરી તેની જગ્યા દવાથી સાફ કરવી જોઈએ, અને ડાકટરની ઇચ્છા પ્રમાણે તેના કપડાં દવામાં સાફ કરવાં કે બાળી મુકવાં જોઇએ. (૭૨)

૧૨ ડાકટરની ઇચ્છા પ્રમાણે વધારેના કપડાં કે ખોરાક કેદીને મળવો જોઇએ. સુપરીન્ટેન્ડન્ટને તે વ્યાજબી ન લાગે તો તેણે ઇન્સ્પેકટર જનરલને લખી જણાવવું જોઇએ. (૭૩)

૧૩ કેદીની જીંદગી જોખમમાં આવી પડે તેવું કામ ન મળે, તે મુજબ સુપરીન્ટેન્ડન્ટ જેલરને સુચના કરશે, અને તેની શક્તિ મુજબનું કામ ડાકટરની ઇચ્છા મુજબ સોંપવાને માટે પોતાની સત્તાનો ઉપયોગ કરશે. (૭૪)

૧૪ કોલેરા કે મરકીના કેશો જેલમાં થતા હોય તો સુપરીન્ટેન્ડન્ટે, ઇન્સ્પેકટર જનરલ, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ, પબ્લીક હેલ્થના ડાયરેકટર પુના, અને સીંધમાં આસીસ્ટંટ ડાયરેકટર ઓફ પબલીક હેલ્થને રીપોર્ટ કરવો જોઇએ. (૭૬)

૧૫ રોગચાળાના વખતમાં સુપરીન્ટેન્ડન્ટ સખ્ત મજુરીના નિયમો ઢીલા કરશે, અને ડાકટરની સલાહ પ્રમાણે ખોરાક કપડાં વધારે આપશે, તથા સ્વચ્છતા જાળવવા ડાકટરની સલાહ મુજબ વર્તશે. (૭૭)

૧૬ કેદીની ફરીઆદ સાંભળવાને માટે સુપરીન્ટેન્ડન્ટે કોઇપણ વખતે તૈયાર રહેવું જોઈએ. (૭૮)

૧૭ કોઈપણ કેદી પોતાની સજાની મુદત દરમ્યાન સરકારને કોઈ પણ જાતની અરજી કરવા ઇચ્છતો હોય, તો સુપરીન્ટેન્ડન્ટે તે અરજી અને સાથે અંગ્રેજી ટાઈપ કરેલ પત્ર બંને તરત મોકલી આપવા જોઈએ. (૮૨)

૧૮ કેદીઓને અનાજ અને બીજી જે કાચી વસ્તુ આપવાની હોય, તે અઠવાડીઆમાં એકવાર સુપરીન્ટેન્ડન્ટે તપાસવું જોઈએ, અને રાંધેલા ખોરાકનું વારંવાર વજન કરવું જોઇએ. અને ખાવાની વખતે બને તેટલીવાર કેદીઓને મળવું જોઇએ. અને તેઓ ખોરાકની જાત કે જથ્થા વિષે જે ફરીઆદ કરે તે સાંભળવું જોઈએ. ભરી રાખવામાં આવતા મસાલા અને શાકભાજી તેની પણ તપાસ કરવી જોઈએ. અને ખોરાક વહેંચવાના વખતે રસોડામાં જઈ વાસણમાં હોય ત્યારે તપાસવો જોઇએ. (૮૮)

૧૯ કાયદાથી જે સત્તા આપવામાં આવી છે, તે સિવાય અમલદારોના પોતાના કે બીજા કોઈના ખાનગી કામ માટે કોઈ કેદીને રોકી શકાય નહિ. (૯૦)

૨૦ કોઈ પણ અમલદાર, કોઇપણ કેદીને પોતાના બચાવ કે કેદીના ભાગી જવાના ખાસ પ્રસંગ સિવાય, મારી શકે નહિ. તેમજ સુપરીન્ટેન્ડન્ટ સિવાય કોઈ પણ અમલદાર કાંઈ પણ સજા પણ કરી શકે નહિ, તેમણે કેદીઓ સાથે દલીલ કરવી નહિ, તેમજ ખરાબ ભાષા પણ વાપરવી નહિ. દરેક અમલદારની

ફરજ છે કે તેમણે સભ્યતાપુર્વક તેમજ નિષ્પક્ષપાતપણે કેદીઓ સાથે વર્તવું જોઇએ. તેમની ફરીઆદ અને દુ:ખો ધીરજથી સાંભળવાં, એ જરૂરી છે. અને તે સાચાં હોય તો દુર કરવાં જોઇએ, કેદીને રીસ કે ઉશ્કેરાટનું એક પણ કારણ રહેવા દેવું નહિ. (૧૦૬)

૨૧ જેલર દરેક નવા કેદીને કાયદાઓ સમજાવશે અને તેનો ભંગ થવાથી શું સજા થશે તે, અને સારી ચાલ ચલગતની Remmition બાબી કેમ મળે તે પણ સમજાવશે. (૧૪૬)

૨૨ કેદીઓની ખાનગી માલ્કત માટે જેલર જવાબદાર છે. (૧૪૮)

૨૩ કેદીને જેલમાં દાખલ કર્યા પછી જેમ બને તેમ તરત, જેલર ડાકટર પાસે તેમની તબીયત તપાસવા મોકલશે. સ્ત્રીઓની તપાસ તેમનાં વોર્ડમાં થશે. (૧૪૯)

૨૪ ઠંડીના વખતમાં કેદીઓને શરદી ન લાગે, અને વરસાદના વખતમાં કેદીઓ સુક્કા રહી શકે, તેટલાં કપડાં તેમની પાસે છે કે નહિ, તે જેલરે જોવું જોઇએ. (૧૫૪)

૨૫ કોઈ પણ કેદી માંદા હોવાની ફરીઆદ કરે, તો જરાપણ ઢીલ વગર તેને દવાખાને લઈ જવો જોઇએ. (૧૫૫)

૨૬ દરેક કેદી પાસે કપડાં ને પથારી પુરેપુરા છે કે નહિ, તે જેલરે જોવું જોઇએ. તેમજ Remmition બાબી કાયદા, બદલો, શિક્ષા, ને ભાગી જાય તો શું થાય, તે વિષેના કાયદા કેદીને વંચાવવા જોઈએ. (૧૫૬)

૨૭ દરેક કેદીનાં કપડાં બરાબર રીપેર કરેલ છે કે નહિ, તેમજ કેદીને કપડાં ધોવાની, હજામત કરવાની, અને નાહવાની બરાબર સગવડ છે કે નહિ, ને જેલરે જોવું જોઈએ. (૧૬૦)

૨૮ જેલરને કોઈ પણ કેદીને કે સ્ટાફના માણસને સજા કરવાની સત્તા નથી, તેણે માત્ર સુપરીન્ટેન્ડન્ટને જણાવવું જોઇએ. (૧૬૮)

૨૯ જેલરે તાજી શાકભાજી મળે, તેવો બંદોબસ્ત કરવો, અને જરૂર જેટલાં. લીંબુ, આંબલી, કેરી, આપવાં જોઇએ, અને Scurvy રક્તપિત જેવાં દર્દો અટકાવે તેવાં ઝાડ વાવવાનો બંદોબસ્ત કરવો જોઈએ. (૧૭૩)

૩૦ પોલીસોએ કેદીઓની સાથે, માણસને છાજે તે રીતે વર્તવું જોઇએ. તેમજ કેદીઓની ફરીઆદ કે નબળાઈ કે માંદગીની નિશાનીના ખબર તરત પહોંચાડવા જોઇએ.

૩૧ સ્ત્રી કેદીની જડતી માત્ર સ્ત્રી વોર્ડર Matron જ લઈ શકે. (૨૨૮)

૩૨ ખોરાક સારો ન હોય. પુરો ન હોય, કે સારી રીતે પકાવેલ ન હોય, તો તેની ફરીયાદ મેટ્રને સુપરીન્ટેન્ડન્ટને કરવી જોઈએ. (૨૨૯)

૩૩ જ્યારે સ્ત્રી કેદીને ઓરડામાં રાખવામાં આવે, ત્યારે તેની જરૂરીઆત માટે એક (મેટ્રન) સ્ત્રીએ દરેક વખતે ચાવી-કુંચી સાથે હાજર રહેવું જોઇએ. (૨૩૦)

૩૪ જ્યારે તેની પાસે રાખવાને મેટ્રન ન હોય, તો રાત્રીના બેરેકસમાં રાખવી જોઇએ. (૨૩૧)

નોંધ. કોઈ કેદીને ગુન્હો કર્યા વિના એકાંતમાં રાખી શકાય નહિ.

૩૫ Main gate મુખ્ય દરવાજા ઉપરનો વોર્ડર લખી અને વાંચી જાણે તેવોજ હોવો જોઇએ. (૨૩૩)

૩૬ દરવાજા ઉપર કોઈ પણ માણસો પછી તે કેદી હોય તો પણ તેની જડતી બની શકે તેટલી સભ્યતાપૂર્વક લેવી જોઇએ. (૨૩૮)

૩૭ દરવાજાના વચ્ચે ઘડીઆળ, ચાવીની પેટી, ને જેલના કેદીઓની સંખ્યા બતાવતું પાટીયું હોવું જોઇએ.

૩૮ કેદીઓને કારકુન તરીકે નીચેના કામો આપી શકાય છે. કેદીઓની અરજી, કાગળની નકલો, રીપોર્ટોનું, હિસાબનું સ્ટેટમેન્ટ, ને સેલ્સ વગેરેનું. (૨૪૭)

૩૯ દરેક ઇન્સ્પેક્શન વખતે ડાકટરે પોતાની ફરજ તરીકે હાજર રહેવું જોઇએ. અને કોઇ પણ કેદીને કોઇ પણ જાતનો ચેપી રોગ કે ચામડીનું દર્દ છે કે નહિ તે જોવું જોઇએ. (૨૫૮)

૪૦ એકાંતમાં રાખવામાં આવેલ હોય તેવા દરેક કેદીને ડાકટરે મળવું જોઇએ, અને જો કેદીની શારીરીક કે માનસીક અશક્તિ જુવે તો, તે તેણે સુપરીન્ટેન્ડન્ટને લખીને જણાવવું જોઇએ, કે આ માણસને અહીંથી ખસેડવાની જરૂરત છે. (૨૫૯)

૪૧ જેલમાં દાખલ થએલ નવા કેદીની ૨૪ કલાકમાં તપાસ કરવી જોઇએ, ને જો તેને કોઇ જાતનો રોગ ન હોય તો જ બીજાની સાથે તેને ભેળવવો જોઇએ. નહિ તો જુદો રાખવો જોઇએ.(૨૬૨)

૪૨ સજા નહિ પામેલ કેદીના શરીર ઉપર મારનાં કોઇ પણ ચીન્હ હોય, તો તેનો જે કોર્ટમાં કેસ ચાલતો હોય ત્યાં રીપોર્ટ મોકલવો જોઇએ. અને હથીઆરથી ઇજા થઇ હોય તો ડીસ્ટ્રીક્ટ કે ફસ્ટકલાસ માજીસ્ટ્રેટને સુપરીન્ટેન્ડન્ટ મારફત રીપોર્ટ મોકલવો જોઇએ. (૨૬૩)

૪૩ કેદી દાખલ થાય ત્યારે તેને કામ સખ્ત, સાધારણ, કે હલકું આપવું તે નક્કી કરીને (હીસ્ટરી ટીકીટ) નોંધ બુકમાં લખવું જોઇએ, કેદી કેવી રીતે ઉછર્યો છે તે, જ્યાં તે રહ્યો હોય ત્યાંના હવાપાણી, વગેરે જોવું, તેમજ મસલ, હોઢ, વગેરેના ચિહ્ન જોવાં, કે જેથી તેના શરીરનો બાંધો કે મગજની બીમારી વગેરે જાણી શકાય, તેમજ ખોરાકની પણ શું જરૂરત છે, તે નક્કી કરવું જોઇએ. (૨૬૫)

૪૪ દર અઠવાડીએ કેદીઓનું વજન થવું જોઇએ. અને કોઈ પણ નબળા માણસને સખ્ત કામ આપવામાં નથી આવતું ને તેની ખાત્રી કરવી જોઇએ. તેમજ જે માણસ વજન ગુમાવતો જ જતો હોય તેને અલગ રાખવો જોઇએ, જેથી ડાકટર અને સુપરીન્ટેન્ડન્ટ ધ્યાન રાખી શકે, તેવા કેદીને કામ કરતો હોય

ત્યારે પણ તપાસવો જોઇએ. અને જરૂર જણાય તો તેવા કામમાંથી તેને મુક્ત કરવો. (૨૬૬)

૪૫ કેદી છુટતી વખતે માંદો હોય તો તેને નજદીકની ઇસ્પીતાલમાં મોકલવો જોઇએ, અને તેમ કરવામાં પણ ભય હોય, ને કેદીની ઇચ્છા હોય તો, તેને જેલમાં રાખી શકાય. (૨૬૮)

૪૬ ઠંડી કે ભીનાશવાળી હવાના કારણે કેદીને કેટલા કલાક આરામ આપવો, કે કામ લેવું તેની સુચના ડાકટર જેલરને આપશે.(૨૬૯)

૪૭ કેદીની ( ટ્રાન્સફર ) જેલ બદલી કરતી વખતે તે મુસાફરી કરવાને લાયક છે કે નહિ, તેની અને માંદા કેદી માટે રસ્તામાં ખાવાનો જરૂરી ખોરાક છે કે નહિ, તેની જવાબદારી ડાકટર ઉપર છે. (૨૭૪)

૪૮ નબળા અને બુઢ્ઢા કેદીઓને અલગ રાખવા જોઇએ. અને જરૂરત પ્રમાણે તેમને જુદો અથવા વધારે ખોરાક અને કપડાં તેમજ કામળો આપવો જોઇએ. અને રાત્રીના તેમને વધારે વખત પેશાબ કરવા જવું જોઇએ તે વિષે સંભાળ રાખવી. (૨૭૬)

૪૯ જો કોઇ કેદી માંદો હોય તો તેના કોઈ સગા સંબંધી કેદીને તેની સારવાર માટે મોકલવાને ડાકટરે સુપરીન્ટેન્ડન્ટને ભલામણ કરવી. (૨૭૭)

૫૦ કોઈ પણ કેદી માંદો છે એવી ડાકટરને ખબર મળે તો તેણે ગમે તે વખતે તેને જોવા જવું જોઇએ. (૨૮૧)

૫૧ જેલમાં કેવું ને કેટલું પાણી વાપરવું, તે ડાકટરે નક્કી કરવું જોઇએ. અને પાણીની જાત વિષે કાંઈ શંકા પડે, તો તપાસવાને એનેલાઇઝરને મોકલવું જોઇએ. અને તેનો રીપોર્ટ ઇન્સ્પેકટર જનરલને મોકલવો જોઇએ. (૨૯૧)

૫૨ કેદીને રહેવાના મકાન ડાકટરે તપાસવા જોઇએ, અને તે કેદીને રહેવાને લાયક છે કે નહિ, તે વિષે સરટીફીકેટ આપવું જોઇએ. (૨૯૫)

૫૩ હિંદી કેદીઓને નૈતિક અને ધાર્મિક કેળવણી આપવાને માટે જેલ જે ( ડીવીઝન ) વિભાગમાં આવેલ હોય, ત્યાંના કમિશ્નરે બંદોબસ્ત કરવો જોઇએ. તેણે હિંદુ અને મુસલમાન અમલદાર કે બીન અમલદાર માણસની તે માટે નિમણુંક કરવી જોઇએ. તેઓ જેલ સુપરીન્ટેન્ડન્ટની સાથે નક્કી કરેલા ટાઇમે જેલમાં પડતા તહેવારો અને રજાના દિવસે તેમ કરી શકશે. મુંબઈની જેલમાં ગવર્નમેન્ટ તરફથી આવા માણસની નિમણુંક કરવામાં આવશે. (૩૩૯)

૫૪ જેલમાં કોઇપણ માણસને પોતાનો ધર્મ બદલવાની પરવાનગી આપી શકાય નહિ. મિશનરીઓ, ક્રીશ્ચીયન ન હોય તેવા હિંદીને ઉપદેશ આપી શકે નહિ. (૩૪૬)

૫૫ જેલ કમીટીની નિમણુંક ત્રણ વર્ષને માટે થાય, પણ જગ્યા ખાલી પડે તો દર વર્ષે તે ભરી દેવી જોઈએ, અને તે ગવર્નમેન્ટ ગેઝેટ કે સીંધ ઓફીશીઅલ ગેઝેટમાં પ્રસિદ્ધ થશે. (૩૫૦)

૫૬ જેલ કમીટીની નીચે પ્રમાણે ફરજો છે. કેદીઓની પોતાની કે તેમના તરફથી કોઇએ કરેલી અરજી સાંભળવી, તેમજ તેમના પ્રતિનિધીઓને ધ્યાનપૂર્વક સાંભળવા, ને તેમની ઇચ્છા હોય તો, ને વ્યાજબી લાગે તો અરજી ગવર્નમેન્ટને મોકલવી. (૩૫૩ ડી)

કમીટીનો કોઈપણ મેમ્બર જેલર જોઈ શકે પણ સાંભળી શકે નહિ, તેવી રીતે કેદી સાથે વાત કરી શકે, કમીટીના મેમ્બર પાસે કરેલ સ્ટેટમેન્ટ કે ફરીઆદ માટે કોઈપણ કેદીને સજા થઈ શકે નહિ. (૩૫૩ નોટ)

૫૭ માજીસ્ટ્રેટે દર અઠવાડીએ જેલની મુલાકાત લેવી જોઈએ, ને ત્રણ મહિને કમીટી બોલાવવાની વ્યવસ્થા પણ તેમણેજ કરવી જોઈએ. (૩૫૨)

૫૮ નીચેના કેદીને ફટકાની સજા ન થઈ શકે.

૧ પાંચ વર્ષથી વધારે સજા હોય તેને.

૨ ૪૫ વર્ષથી વધારે જેની ઉમર હોય તેને.

૩ કોઈપણ સ્ત્રીને:

૪ ત્રણ મહીનાથી ઓછી સજા હોય તેને (૩૬૭–૩).

૫૯ સ્ત્રી કેદીની જડતી સ્ત્રીઓની હાજરીમાં મેટ્રન કે સ્ત્રી વાર્ડરજ લઈ શકે, તેઓ ન હોય તોજ જેલરના હુકમથી સ્ટાફના કોઈ માણસની સ્ત્રી પણ તેમ કરી શકે. (૩૬૯)

૬૦ ૧ બ્રાહ્મણ કેદીઓને જમવા વખતે મુગટો અને બધા વખત માટે જનોઈ રાખવાની છુટ છે. (૩૭૦) નોટ ૧

૨ પારસીઓને સદરો ને કસ્તી રાખવાની છુટ છે.

૩ લીંગાયતોને તેમનું લીંગ ચાંદીમાં મઢેલું, કે કપડામાં રાખવાની છુટ છે.

૪ રોમન કેથોલીકને સ્કેપ્યુલરસ પહેરવાની અને જેનો ધંધો ધાર્મિક ઉપદેશ આપવાનો હોય તેવા કેદીને આધ્યાત્મિક કસરત કરવાને રોસેરીઝ વાપરવાની ટેવ હશે, તેને તે વાપરવા દેવામાં આવશે. (૩૭૦૪)

૫ શીખ કેદીઓને તેમની કીરપાન, કાંસકી, ને લોઢાની રીંગ વાપરવાની છુટ છે. (૩૭૦–૫)

૬૧ દરેક નવા દાખલ થનાર કેદીને ૧૦ દિવસથી ઓછા નહિ એટલા દિવસ માટે (કવોરેનટાઈનમાં) અલગ રાખવામાં આવશે, અને દર્દ જોયા પછી ડાકટરની ઇચ્છા પ્રમાણે વધુ પણ રાખી શકાશે. (૩૭૧)

૬૨ દરેક કેદી દાખલ થાય કે તરતજ તેને સાબુથી નહાવાનું કહેવું, અને તેના કપડાં ગોડાઉનમાં મુકે તે પહેલાં ધોવરાવવાં, અને ડાકટરને જરૂર લાગે તો ભઠ્ઠીમાં સાફ કરાવવાં. (૩૭૨)

૬૩ કેદી દાખલ થયા પછી ડાકટર તેને તરતજ તપાસશે, ને તેની ઉંચાઈ, વજન, અને તેનું ડાકટરી નિયમ પ્રમાણે કેટલું વજન

જોઈએ, તે અને તબીઅત કેવી છે તે લખશે. તેમજ સખ્ત સજા હશે તો કેવા કામને માટે લાયક છે તે પણ જણાવશે. અને જો કેદીની તબીઅત સારી નહિ હોય, અથવા સખ્ત મજુરી માટે લાયક નહિ હોય, તો તેનાં કારણો હીસ્ટરી ટીકીટમાં જણાવશે. (૩૭૫)

૬૪ કેદીના શરીર ઉપર મારના તાજા ઘા હશે તો ડાકટર સંભાળ પૂર્વક તે નોંધશે. અને તેની કોપી જેલ સુપરીન્ટેન્ડન્ટને આપશે. સુપરીન્ટેન્ડન્ટની ઇચ્છા હશે તો અથવા કેદી કહેશે તો ઇજા કેમ થઈ તેનું સ્ટેટમેન્ટ લઈને તે ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટને મોકલી આપવામાં આવશે. (૩૭૬)

૬૫ કેદીને કામ આપવામાં આવે ત્યારે, સારી ચાલચલગતથી શું બદલો મળે છે, તે, અને જેલની વ્યવસ્થાનો ભંગ કરવાથી શું સજા થશે તે, અને પૈસા નીકળશે તો તે જપ્ત થશે એમ જેલરે કેદીને સમજાવવું જોઈએ. (૩૭૯)

૬૬ વાળ કાપવાના નિયમો નિચે મુજબ છે.

૧ પુરૂષ કેદીને એક મહિના કરતાં વધારે સજા થઈ હશે, તો તેના બાલ દર પખવાડીએ કાપી નાખવામાં આવશે. છુટવાનો એક મહીનો બાકી હશે ત્યારે બાલ કાપવામાં નહિ આવે.

૨ કેશ ચાલતો હોય, સાદી સજાવાળા, અને જેની અપીલ કરી હોય એટલે કે સજાનું ચોક્કસ ન થયું હોય, તેવા કેદીના બાલ તબીઅત કે આરોગ્યના કારણે જરૂરત હશે તેટલાજ કાપવામાં આવશે.

૩ શીખ કેદીના બાલ તબીઅતના કારણે ડાકટરની લેખીત પરવાનગી વગર કાપવામાં આવશે નહિ.

૪ જે મુસલમાનો ધર્મનો વાંધો લીએ તેમની દાઢી ત્રણ ઇંચ રાખીને કાપવામાં આવશે. પણ જેને દાઢીમાં જીવડા હશે કે ચામડીનું દર્દ હશે, તેમની તો નજદીકમાંથી કાપવામાં

આવશે. વધારે દાઢી રાખવા દેવામાં આવશે નહિ. (૩૮૦–૧–૨–૩–૪)

૬૭ વાળ કાપવાની બાબતમાં કોઈ કેદીને લાગે કે તે અપમાનકારક છે, કે તેમનો સામનો કરવા જેવું છે, તો સુપરીન્ટેન્ડન્ટે તે વાત પડતી મુકવી, અને તે બાબત કેદીની હીસ્ટરી ટીકીટમાં લખીને ઇન્સ્પેકટર જનરલને જણાવવી. (૩૮૧ A)

૬૮ કેદીને જે દિવસે સજા થઈ હોય તે, તેમજ છુટવાનો હોય તે, બંને સજાના દિવસો ગણાય, એક દિવસની જેને સજા થાય તેને તેજ દિવસે છોડવો જોઈએ, પણ ૨૪ કલાકની સજા થાય તો તેટલો વખત રાખી શકાય. (૩૮૫ નોટ)

૬૯ સજામાં મહિનો ત્રીસ દિવસનો ગણવામાં આવશે. દાખલા તરીકે ૨૭ ફેબ્રુઆરીએ દોઢ મહિનાની સજા થઈ હોય તો તે ૧૬ મા માર્ચે છુટે. (૩૮૮)

૭૦ દંડની સજા બીજી સજાની સાથે ભોગવવાની ન હોય. (૩૯૪)

૭૧ કોઈપણ સ્ટેટની જેલમાંથી તેની સામેના આક્ષેપોનો જવાબ આપવાને, કે સાક્ષી આપવાને, જે કેદી આવશે તેને સજા નહિ થએલ કેદી ગણવામાં આવશે. (૩૯૫)

૭૨ કોઈપણ કેદીનો આખો દંડ કે તેનો કોઈપણ ભાગ ભરાણો હોય, કે કોર્ટે તેમાં ફેરફાર કર્યો હોય, તો તે વિષે કેદીને ખબર આપવી જોઈએ, તેમજ રજીસ્ટર વારંટ, ને હિસ્ટરી ટીકીટમાં તે લખવું જોઇએ. અને સુપરીન્ટેન્ડન્ટની જેલરે તે ઉપર સહી લેવી જોઇએ. (૪૦૫)

૭૩ જ્યારે કોઈ કેદીને દંડના બદલામાં અમુક મહિનાની સજા હોય, ત્યારે ગમે તેટલો દંડ ભરાય તો તે મહિનાનો કેટલામો ભાગ છે તેમ ગણવું, ને પછી તેના દિવસ ગણવા, આખા દિવસ ન આવે તો ગમે તેટલા ભાગનો એક આખો દિવસ કેદીના લાભમાં ગણવો. (૪૦૭)

૪ ચાબખા મારવાની સજા જેને થએલ હોય તે કેદી ચાબખા ખમી શકે તેમ છે કે નહિ, તે માટે ડાકટરે સરટીફીકેટ આપવું જોઇએ. જો તે ખમી શકે તેમ ન હોય તો, અથવા ઓછા ખમી શકે તેમ હોય તો, સજા કરનારી કોર્ટને તે માટેની ખબર આપવી જોઇએ. (૪૦૯)

૫ દરેક દેશમાં ચાબખા ( Flogging ) નિતંબ (કુલા) ઉપરજ મારવાનો રિવાજ છે. ચાબખા મારવા પહેલાં Antiseptic Solution સળો ન થાય તેવી દવામાં બોળેલું પાતળું કપડું તેને પહેરાવવું જોઇએ. (૪૧૧)

૬ ચાબખા મારવાની સોટી ૧૬ વર્ષ અને તેની ઉપરના માણસો માટે અડધા ઇંચ (ડાયામેટર) ગોળાઇથી વધારે જાડી ન હોવી જોઇએ, ૧૬ વર્ષથી નીચેના માટે તેથી પાતળી હોવી જોઇએ. (૪૧૨)

૭ ન્યાયખાતા તરફથી જેને અમુક વખતને માટે Seprate એકાંતમાં રાખવાની સજા થઈ હોય, તેવા કેદીને તે સમયથી પહેલાં અને પછીના ૭ દિવસ સુધી, તેવી સજા થઈ શકે નહિ. (૪૧૯)

૮ એકાંતમાં રાખવાની સજા જે કેદીને થઇ હોય તે, તેવી સજા ભોગવવાને લાયક છે કે નહિ, તેની ડાકટરી તપાસ થયા પહેલાં કોઈ કેદીને એકાંતમાં રાખી શકાય નહિ. (૪૨૮)

૯ કોર્ટે જેને એકાંતમાં રાખવાની સજા કરી હોય, તેવો કેદી શારીરીક કે માનસીક માંદગીના કારણે તેવી સજા ભોગવી શકે તેમ ન હોય, તો આ. જી. પી. એ સજા કરનાર કોર્ટને તે બાબતનો રીપોર્ટ કરવો જોઇએ. (૪૨૧)

૦ દંડ ભરવાથી કે સજા માફ થવાથી કોઈ કેદીને છોડવાનો હુકમ આવે, તો તે હુકમ ક્યારે મળ્યો, અને કેદીને ક્યારે છોડ્યો તે લખવું જોઇએ. (૪૨૬)

૮૧ કેદીને છુટવાની તારીખ રવિવાર, નાતાલ, રાજાના જન્મ દિવસ, કે રજાના દિવસે આવતી હોય, તો તેને આગલે દિવસે કેદીને છોડી મુકવો જોઇએ. (૪૨૭)

૮૨ સાધારણ રીતે કેદીને સવારના પહોરમાં છોડી દેવો જોઇએ. કોઇ પણ કેદીને સવારના ૧૦ વાગ્યા પછી રોકી શકાય નહિ. જો તેનો જેલનો પોષાક મેલો હોય તો ધોવાને માટેજ રોકી શકાય. પણ સાંજના પાંચ વાગ્યા પછી તો કોઈ પણ સંજોગમાં રોકી શકાય નહિ, સુપરીન્ટેન્ડન્ટ જેલમાં તે વખત દરમ્યાન ન આવેલ હોય, તો જેલરે રજીસ્ટર નં. ૧૩ માં નોંધ કરી ને કેદીને છોડી મુકવો જોઇએ. (૪૨૮)

૮૩ છુટવાની આગલી તારીખે કેદીને ડાકટર પાસે લઇ જવો જોઇએ, ત્યાં તેની તબીઅત અને વજનની નોંધ થવી જોઇએ, છુટવાને દિવસે જેલર સુપરીન્ટેન્ડન્ટ પાસે લઇ જશે, અને તે છુટવાનું વારંટ, હિસ્ટરી ટીકીટ, રજીસ્ટર નંબર, તેના કપડાં અને મિલ્કત વગેરે રજુ કરશે. (૪૨૯)

૮૪ કેદીના છુટવાને વખતે તેના નામે જે મિલ્કત હોય તે સોંપી દેવી જોઇએ, અને તે બદલ તેમજ જેલના વખત દરમ્યાન તેને જે પગાર અથવા ભથું મળ્યું હોય, તે પણ સહી લઇને આપી દેવું જોઇએ. (૪૩૦)

૮૫ ૧ દરેક છુટનાર માણસ જેલની હદ છોડે તે પહેલાં તેને પુરેપુરૂં ખાવાનું આપવું જોઇએ. (૪૩૨)

૨ કેદી પાસે પુરતા પૈસા ન હોય તો ટીકીટ આપવી, ટીકીટ પકડાએલ હોય ત્યાંની, કે કેદીના ઘર સુધીની આપવી એ સુપરીન્ટેન્ડન્ટની મુન્સફી ઉપર આધાર રાખે છે.

૩ સી કલાસના કેદીને થર્ડ કલાસની પાસ કે પૈસા અને મુસાફરી ૧૨ કલાક કરતાં લાંબી હોય, તો દર બાર કલાકે

કે તેના કોઇ પણ ભાગ માટે ૦)= બે આના ભથ્થા માટે આપવા જોઇએ.

૪ છુટનાર કેદીનું ઠેકાણું રેલ્વે સ્ટેશનથી દુર હોય, તો દર ૧૫ પંદર માઇલે ચાર આના આપવા જોઇએ, પાંચ માઇલથી ઓછું હોય તો નહિ.

૫ માંદગી કે બીજા કારણે કેદી ચાલી શકે તેવી સ્થિતિ ન હોય, તો સુપરીન્ટેન્ડન્ટ વ્યાજબી લાગશે તેટલું ગાડી ભાડું આપશે. (૪૩૩–૧–૩ A. B. C.)

૮૬ એક કેદીને સજા થયા પછી, ને અમુક જેલમાં મોકલાવ્યા પછી, સગવડતાને કારણે બીજી જેલમાં મોકલવાનું હોય તો, અને તેની પાસે પૈસા હોય તો પણ, તેને ટીકીટ આપવી જોઇએ. પણ તોફાન કરવાથી તેની બદલી થઇ હોય તો તેમ કરવામાં નહિ આવે. (૪૩૩–૩)

૮૭ કેદીને ઇનામ, બક્ષીસ, કે પગાર મળેલ હોય તે છુટયા પછી, ઘેર પહોંચવાને માટે ટીકીટ કે ભથ્થામાં વાપરવું પડે તેમ કરવું ન જોઇએ. (૪૩૩–૪)

૮૮ આ કાયદો જેનો કેશ ચાલતો હોય તેવા, કે જેને જામીન ઉપર છુટેલ હોય તેવા, તેમજ લશ્કરી કોર્ટે સજા કરેલ હોય, તેને પણ લાગુ પડે છે. (૪૩૩–૫)

૮૯ હિંદી ભાવી લશ્કરીને સજા થઈ હોય તો, જે જેલમાં તેને પ્રથમ રાખવામાં આવેલ હશે, ત્યાંથીજ તેને છોડવામાં આવશે. (૪૩૪)

૯૦ કોઇપણ કેદીને તિવ્ર કે ભયંકર દર્દ હોય ને તેની સજા પુરી થયા પછી પણ, તેની ઇચ્છા વિરૂદ્ધ તેને જેલમાંથી રજા આપી શકાય નહિ, પણ ડાકટરની સલાહ પ્રમાણે તેને ઇસ્પીતાલમાં રાખવો જોઇએ.

૯૧ ડાકટરને એમ લાગે છે કે અમુક કેદી બહુજ માંદો છે, અને તેને જેલમાં રાખવામાં આવશે તો, એ માંદગીમાં તેનું મરણ

થવાની બીક છે, અને તેને છોડી મુકવાની જરૂરીઆત છે. તો તે પોતાનો રીપોર્ટ સુપરીન્ટેન્ડેન્ટને આપશે, અને તે સજા કરનાર કોર્ટ અને આઈ. જી. પી. ને મોકલશે, અને તેને યોગ્ય લાગશે તો છોડવામાં આવશે. (૪૩૬)

૯૨ જો કેદીનું જેલમાં મરણ થાય, તો તેના નજીકના સગાંને બનશે તેટલી જલદી ખબર પહોંચાડશે. જો ઠેકાણાની ખબર નહિ હોય તો સજા કરનાર મેજીસ્ટ્રેટ કે પોલીસ મારફત તેમ કરશે. તેનું શરીર સગાંને સોંપશે, અથવા તો તે જે ધર્મનો હશે, એ ધર્મના રીવાજ મુજબ શબની વ્યવસ્થા—અંતિમ ક્રીયા થશે. (૪૩૯)

૯૩ કોઈપણ કેદીને અપીલ કરવાની ઇચ્છા હોય, અને તે માટેની મુદત બાકી હોય તો, અરજી ઉપર સુપ્રિન્ટેન્ડેન્ટની સહી કરીને ચુકાદાની સાથે તરતજ મોકલી આપવામાં આવશે. (૪૪૨)

૯૪ જે કેદીને અપીલ કરનાર સગાં કે દોસ્ત ન હોય, અને જો ભણેલ ન હોય તો, સુપ્રીન્ટેન્ડેન્ટ સજા કરેલ કોર્ટ પાસેથી જજમેન્ટની કોપી (ચુકાદાની નકલ) મેળવી અપીલ કરવાનો બંદોબસ્ત કરશે.

૯૫ જો અપીલનો જવાબ સાધારણ કોર્ટનો પંદર દિવસમાં, અને હાઇકોર્ટનો એક માસમાં ન આવે, તો સુપ્રિન્ટેન્ડેન્ટ યાદી મોકલે અને તે પછી પરીણામની તપાસ કરે. અને જે જવાબ આવે તે કેદીને સંભળાવે અને તેની હીસ્ટરી ટીકીટમાં લખે. (૪૪૬)

૯૬ કેદી પોતાની સજા માફ કરવાની કે ઓછી કરવાની અરજી કરી શકશે. (૪૪૭)

૯૭ કેદીને અરજી કરવા માટેની બધી સગવડતાં આપવામાં આવશે; અરજી તે પોતે લખે કે તેના દોસ્ત કે સગાં લખે, પણ તેની નીચે સહી કરે તો સુપ્રિન્ટેન્ડન્ટે ધ્યાન રાખવું જોઇએ, કે તેણે સમજીને સહી કરી છે કે નહિ. તેના સગાં કે બીજા પરબારી

અરજી કરી શકે, પણ કેદીની સહી વાળી અરજી તો સુપ્રિન્ટે-ન્ડન્ટ મારફત જવી જોઇએ. (૪૪૮)

૯૮ જે કેદીની અરજી ગવરમેન્ટે કાઢી નાખી હોય તેવા કેદીને ફરી અરજી કરવા માટે કમીટીના માણસોની રજા મેળવવી જોઇએ. (૪૫૧)

૯૯ દરેક નવા—સજા પામેલા કેદીને પોતાના સગાં અને દોસ્તો સાથે મળીને અપીલ તૈયાર કરવાની, કે જામીન આપવા માટે કે કાગળ લખવા માટે એક બે વખત સગવડતાં આપવામાં આવશે. અને તેની મીલકત તેમજ કુટુંબની વ્યવસ્થા માટે પણ સુપ્રિન્ટે-ન્ડન્ટ બે કરતાં પણ વધારેવખત માટે રજા આપી શકશે. (૪૫૪—૧)

૧૦૦ દંડ ભરવાને કે જામીનગીરી આપવાને માટે ગમે ત્યારે સગાં કે દોસ્તની સાથે પત્ર વહેવાર કરી શકશે. તેમજ તેમને મળી શકશે.

૧૦૧ દરેક જન્મ દેશ નીકાલ, કે બીજા કેદીને સજા થયેલ હોય ત્યારે, જે જેલમાં હોય ત્યાંથી બીજી જેલમાં બદલાવાના હોય, ત્યારે તેમનાં સગાં અને મીત્રોને એક કે તેથી વધું મુલાકાત આપવી. (૪૫૩—૩)

૧૦૨ મોતની સજા થઈ હોય એવા કેદીને પણ એવી મુલાકાતો આપવામાં આવશે. અને તેનાં સગાં મિત્રો અને કાયદાના સલાહકાર વગેરે સાથે સુપ્રિન્ટેન્ડેન્ટની ઇચ્છા પ્રમાણે સબંધ રાખવા દેવામાં આવશે. (૪૫૪—૪)

૧૦૩ દરેક સજા પામેલ કેદીને દર ત્રણ મહિને એક મુલાકાત અને એક કાગળ લખવાની તેમજ મેળવવાની છુટ છે. ખરાબ ચાલચલગતના કારણે તે સુપ્રિન્ટેન્ડન્ટ બંધ કરી શકે. (૪૫૫)

૧ વાર્ડર દર મહિને અને વોચમેન દર બે મહિને કાગળ લખી શકે.

૨ મુલાકાતને માટે લખેલ કાગળ ગણવામાં આવશે નહિ.

૩ સુપરીન્ટેન્ડન્ટની રજાથી મુલાકાતને બદલે કેદી (રીપલાઇ) જવાબ આવે તેવો કાગળ લખી શકશે, અથવા કાગળને બદલે મુલાકાત લઈ શકશે.

૪ કોઇપણ વખતે કેદીને ગુન્હાના કારણે માત્ર ચેતવણી આપેલ હશે, તેની સજામાં ગણત્રી નહિ થાય. (૪૫૫–૧–૧–૩–૪)

૧૦૪ ૪૫૫ ની કલમમાં જણાવે છે તેથી ઓછા વખતની અંદર પણ સુપરીન્ટેન્ડન્ટ પોતાની ઇચ્છા હોય તો કાગળ કે મુલાકાત આપી શકે છે. ખાસ જરૂરી કામ જેવા કે, સગાંનું મરણ, કેદીની ભયંકર માંદગી, અથવા તો કેદીના સગાં દુરથી જોવા આવેલ હોય, તેમને મુલાકાતની ના પાડવાથી હેરાનગતી થાય તો, અથવા કેદી છુટવાનો હોય ત્યારે, પોતા માટે ધંધાની શોધ માટે કે એવા બીજા જરૂરી કામ માટે રજા આપી શકે. જરૂરી કામને માટે સુપરીન્ટેન્ડન્ટના નામે કોઈ કાગળ લખવામાં આવશે તો તેનો ભાવાર્થ કેદીને કહેવામાં આવશે. (૪૫૬)

૧૦૫ મુલાકાતને માટે બે માણસો આવી શકે, પણ નજીકના સગાં હોય તો પાંચ માણસો આવી શકે. (૪૫૭)

૧૦૬ મુલાકાતની માંગણી સુપરીન્ટેન્ડન્ટની ઇચ્છા પ્રમાણે મોઢેથી કે લખીને કરવી પડશે. જો કેદીને મુલાકાતનો હક નહિ હોય, તો અરજ કરનારને તરત જ ખબર આપવામાં આવશે. (૪૫૮)

૧૦૭ મુલાકાત લેવાનો વખત કયો છે તે, જેલની બહાર લખીને ચોંટાડવામાં આવશે. (૪૫૯)

૧૦૮ મુલાકાત સાધારણ રીતે વીશ મીનીટથી વધુ લેવા દેવામાં આવશે નહિ. પણ સુપરીન્ટેન્ડન્ટની ઇચ્છાથી તે ટાઇમ વધી શકશે. (૪૬૩)

૧૦૯ કેદીને કાગળ મેળવવાનો હક ન હોય, અને તેના નામ ઉપર કાગળ આવે તો, તેનો હક થાય ત્યાં સુધી કે તે છુટે ત્યાંસુધી સુપરીન્ટેન્ડન્ટે તે કાગળો રાખી મુકવા જોઈએ. અથવા તો

કાગળ કેદીને નહિ આપવાનું કારણ બતાવી મોકલનારને પાછો મોકલવો જોઈએ. (૪૬૬)

૧૧૦ કેદીનો કાગળ મોકલવામાં કે તેને આપવામાં નકામી ઢીલ ન થવી જોઇએ. (૪૬૫)

૧૧૧ કેદીનો જે કાગળ આવેલ હોય અને તેને હક પ્રમાણે મળેલ હોય, તેનો નાશ કરતાં પહેલાં તે રાખવાનો છે કે નહિ, તે કેદીને પુછવું જોઇએ. (૪૬૭)

૧૧૨ જે કેદીને મુલાકાતનો હક્ક હોય, તેવા કેદીને મુલાકાતને માટે કોઈ એવો માણસ આવેલ હશે કે, જેની મુલાકાતથી જાહેર પ્રજાને નુકશાન થાય, કે ગેર સમજ ફેલાય તો સુપરીન્ટેન્ડન્ટ ઓર્ડર બુકમાં તેના કારણોની નોંધ કરી મુલાકાત માટે ના પાડી શકશે. (૪૬૯)

૧૧૩ ટ્રાન્સફર વખતે કેદીઓ પાસે વધારે સામાન હોય તો ગાડું આપવું જોઇએ. (૪૭૬)

૧૧૪ દરેક ટ્રાન્સફર થનાર કેદીને ઉપડતાં પહેલાં ગરમ ખોરાક ખાવાને આપવો જોઇએ. (૪૮૬)

૧૧૫ કેદીને અરજી કરવાનો હક હોય, તેટલા ટાઇમની અંદર અથવા અરજી કરી હોય તો, તેનું પરીણામ ન આવે ત્યાં સુધીમાં તેને બીજી જેઇલમાં મોકલી શકાય નહિ. (૪૮૮)

૧૧૬ જેની તબીયત નરમ હોય તેવા કેદીને, આઇ. જી. પી. ની પરવાનગી વગર એક જેલમાંથી બીજી જેલમાં મોકલી શકાય નહિ. (૪૯૧)

૧૧૭ જે જેલમાં રોગચાળો હોય તેના છેલ્લા કેસ પછી ૨૧ દીવસ સુધીમાં તેનાથી ટ્રાન્સફર કરી શકાય નહિ, કે લઈ શકાય નહિ. તેમ છતાં ટ્રાન્સફર આવે તો ડાકટર તપાસ કરીને નક્કી કરશે કે તેમને કેટલાં દિવસ અલગ રાખવા. (૪૯૨)

૧૧૮ જે વિભાગમાં કોલેરા ચાલતા હોય તે વિભાગની જેલમાં, કે

તે વિભાગની જેલમાંથી, તેમજ કેદીઓને જે રસ્તે થઇને જવાનું હોય, ત્યાંના કોઇપણ ભાગમાં કોલેરા હોય તો ટ્રાન્સફર થઈ શકે નહિ. (૪૯૪)

૧૧૯ ટ્રાન્સફરમાં કોઈ કેદીનું મરણ થાય તો, નજદીકના માજીસ્ટ્રેટને જેના ચાર્જમાં કેદી હોય, તેણે ખબર આપવી. તેઓ કારણોની તપાસ કરશે અને ઇન્સ્પેકટર જનરલને તેનો રીપોર્ટ કરશે. કેદીના સગાંને જે જેલમાંથી ટ્રાન્સફર થઇ હશે, તે જેલના સુપરીન્ટેન્ડન્ટ ખબર આપશે. (૪૯૬)

૧૨૦ સ્ત્રી કેદીઓનું મકાન પુરૂષ કેદીઓ જોઈ કે વાતચીત ન કરી શકે તેવી રીતે હોવું જોઇએ. તેમજ ૧૮ વર્ષની નીચેના, અને ૪૫ વર્ષની ઉપરના, તેમજ દીવાની અને ફોજદારી કેશના, અને કાચા પાકા કેદીને જુદા રાખવાં જોઈએ. (૪૯૯–૧–૨–૩

૧૨૧ સાદી અને સખ્ત સજાવાળાને, તેમજ હદપારની સજા હોય તેને, બને તો અલગ રાખવા જોઈએ. (૫૦૫)

૧૨૨ ગુન્હો કરવાને ટેવાએલ કેદીથી નવા કેદીને ખાસ કરીને રાત્રીના અને જમતી વખતે જુદા રાખવામાં આવશે. અને કામ કરતી વખતે પણ ભેગા ન થાય તે માટે ખાસ ધ્યાન રાખવામાં આવશે. (૫૦૬–૧)

૧૨૩ સુપરીન્ટેન્ડન્ટ કેદીઓના બે ભાગ પાડી શકશે. એક સારો અને બીજો સાધારણ, સારા કલાસમાં જેની ચાલ ચલગત સારી હશે, અને જેનું કૃત્ય બહુ ક્રુર નહિ હોય, અને જેના નૈતિક વિચારો હલકા નહિ હોય, તે આવી શકશે, તેઓને ખાસ કરીને રાત્રીના અને બનશે તેટલા બીજા વખત માટે બીજા કેદીથી જુદા રાખવામાં આવશે. અને તેમને કાળાં કે બ્લ્યું રંગનો ૩ ઇંચનો સ્ટાર કોટનાં ડાબા પડખે શીવીને પહેરવાને આપવામાં આવશે. તેમને ખાસ કંઈ હક આપવામાં આવશે નહિ. પણ વોર્ડરને વોચમેન બનાવતી વખતે તેમને પહેલી પસંદગી આપવામાં

આવશે. (૫૧૧-૧-૨-૩)

૧૨૪ ચોકખાઇ કે માંદગીના કારણ તેમજ કોઈ પણ બીજા કારણે ડાકટરની રજા વિના સ્ત્રીના વાળ કાપી શકાશે નહિ, બ્રાહ્મણ વિધવાના વાળ કાપેલ હોય, અને તેની ઇચ્છા હોય તો તેને ફરી કાપી આપવાં. (૫૧૫)

૧૨૫ જન્મદેશનીકાલની સજા થઈ હોય, અથવા ગુન્હાથી ટેવાએલન કારણે લાંબી સજા થઈ હોય તો, સ્ત્રી કેદીઓને બને ત્યાં સુધી તેઓ રહેતી હોય તેજ વિભાગની જેલમાં તેમને રાખવી જોઇએ (૫૧૬)

૧૨૬ સ્ત્રી કેદીને છુટવાનું હોય તે સિવાયના બીજા કોઈ પણ કારણે સુપરીન્ટેન્ડન્ટની લેખીત ચીઠ્ઠી વગર પોતાના વોર્ડની બહાર જવાનું હોતું નથી. (૫૧૭)

૧૨૭ જેલર કે મેટ્રન સાથે ન હોય ત્યારે કામ કરનાર પુરૂષને સ્ત્રી વોર્ડની અંદર આવવા દઈ શકાય નહિ. (૫૧૮)

૧૨૮ સજા થાય ત્યારે કોઇ પણ સ્ત્રી કેદીની સાથે બાળક હોય તો અથવા જેલમાં અવતરે તો તે બે વર્ષનું થાય ત્યાં સુધી સાથે રાખવા દેવામાં આવશે, અને તે પછી પણ તે છોકરાની મ તુરતમાં છુટવાની હોય તોજ તે બાળકને ખસેડી શકાય. (૫૨૨

૧૨૯ બે વર્ષની ઉપરના બાળકને સુપરીન્ટેન્ડન્ટ ખાસ સંજોગોમ દાખલ કરી શકશે. બાપ જો જેલમાં હોય તો ડીસ્ટ્રીક્ટ મેજી સ્ટ્રેટને રીપોર્ટ કરવો, જે હુકમને માટે ઇન્સ્પેકટર જનરલને મોકલશે. (૫૨૩)

૧૩૦ જેલમાં જેનું છોકરૂં મરી જાય, કે બે વર્ષની ઉંમર થઈ ગય પછી તેને ખસેડવાનું હોય, તો તેને નજદીકના સગાંને સોંપ વામાં આવશે. પણ જો તેવું કોઈ નહિ મળે તો—ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટ તેની સંભાળ અને ભરણપોષણ માટે સગવડ કરશે (૫૨૪)

૧૩૧ જેની મા જેલમાં મરી જાય તેના છોકરાં, કે બે વર્ષની ઉંમર થઇ ગયા પછી ખસેડાવાં પડે તેવાં છોકરાંના સગા નહિ મળે, તો મેજીસ્ટ્રેટ સરકારી ખર્ચે કોઇ સંસ્થાં કે સારા માણસને તે સોંપશે. (૫૨૫)

૧૩૨ પુરૂષ કેદીને જેટલું કામ આપવામાં આવે છે, તેથી અર્ધું કે ઓછું કામ સ્ત્રી કેદીને આપવું. (૫૨૬)

૧૩૩ સ્ત્રી કેદી છુટવાની હોય તેના પંદર દિવસ પહેલાં જે જીલ્લામાંથી તે આવેલ હોય તે જીલ્લા માજીસ્ટ્રેટને ખબર આપવી. જેથી તેના મિત્રો છુટતી વખતે તેને મળી શકે, અથવા તેમનાં મીત્રોને સીધી ખબર આપવી. (૫૨૭)

૧૩૪ તરૂણ કેદી એટલે ૨૧ વર્ષની નીચેના તેના નીચે પ્રમણે ત્રણ ભાગ છે.

૧ છોકરાં કે જેની ઉંમર ૧૨ વર્ષ કરતાં નાની હોય.

૨ યુવાન ૧૨ થી વધારે પણ ૧૬ થી ઓછી ઉંમરના.

૩ તરૂણ ૧૬ થી વધારે પણ ૨૧ થી ઓછી ઉંમરના.

(૫૩૧ A. B. C.)

૧૩૫ ઇન્ડીયન પીનલ કોડની ૮૨ ને ૮૩ મી કલમ પ્રમાણે ૧૨ વર્ષ સુધીના બાળકને બુદ્ધિ બરાબર ખીલેલ નહોવાથી તેનો ગુન્હો શીક્ષા લાયક ગણી શકાય નહિ. (૫૩૨)

૧૩૬ ૧૬ વર્ષની અંદરના ગુન્હેગારને રેફરમેટરી—છોકરાં સુધારવાની સ્કુલમાં સાધારણ રીતે મોકલી આપવાં જોઇએ, છતાં જેલમાં સજા ભોગવવા મોકલેલ હોય તો ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટના ધ્યાન ઉપર વાત લાવવી જોઇએ, ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૦૯ અને ૧૧૦મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરેલને રેફર-મેટરીમાં દાખલ થવાને લાયક ગણવામાં નહિ આવે. (૫૩૩)

૧૩૭ તરૂણ કેદી રેફરમેટરી કે બીજી કઇ સંસ્થાને માટે લાયક છે, તે જાણવાને માટે સજા કરનાર કોર્ટે ઉંમર બરાબર નોંધવી

જોઇએ. કોર્ટે ઉંમર નોંધતી વખતે ડાકટરી સલાહ અથવ
બીજા મળી શકતા સાધનથી ખાત્રી કરવી જોઇએ. આ
છતાં ઉપરની બાબતમાં ચોકખી ભુલ જ જણાય તો, આઇ
જી, પી, ને તરતજ ખબર આપવી જોઇએ. (૫૩૫)

૧૩૮ તરૂણોને ખાસ કરીને દિવસ અને રાત્રીના બીજા કેદીઓથ
જુદા રાખવા જ જોઇએ. ગુન્હો કરવાને ટેવાએલ નહિ તેવા
ઓને પણ જુદાં રાખવા જોઇએ.

૧૩૯ નાના છોકરાં સાથેના વોચ વોર્ડરોને મોટી ઉંમરના અ
બહુ જ સારી ચાલચલગતના જોઇને ખાસ પસંદ કરવા. (૫૩૮

૧૪૦ બની શકે ત્યાં સુધી નાના છોકરાંને જેલમાં વાંચવાનું, લખ
વાનું, અને દાખલા ગણવાનું, તેમની માતૃભાષામાં શીખવવું
અને તે માટે આઇ, જી, પી, ની રજા લઇ કેદીમાંથી એક
માસ્તર બનાવવો તેમજ તેમને દરરોજ અર્ધો કલાક કસર
કરાવવી. (૫૩૯)

૧૪૧ ૧૮ વર્ષની નીચેના છોકરાને કે છોકરીને જીંદગીભર કે થોડ
વખતને માટે દેશનીકાલની સજા થઇ હોય, અથવા ફાંસીન
સજા થાય તો તેણે અરજ કરી છે કે નહિ, તે વિષે તેના જજ
મેન્ટની કોપી મોકલી ઇન્સ્પેકટર જનરલને તરતજ ખબ
આપવી. (૫૪૨)

૧૪૨ સખ્ત સજા થયેલ કેદીને ગુણી કપડાં કે બીજી જાતના કપડ
પહેરે તો તેને સાધારણ મજુરીનું કામ આપવું જોઇએ. (૫૫૫

૧૪૩ ખરાબ કેદીને જુદી કોટડીમાં રાખેલ હોય તો પણ તે
ખાવાને, ન્હાવાને, ને કુદરતી હાજતે જવાને, અને કસરત ક
વાને માટે બહાર કાઢવા જ જોઇએ. (૫૬૯. C)

૧૪૪ મોતની સજા થઇ હોય તેવા કેદીને પણ ડાકટરની સલાહથ
ખુલ્લી હવામાં જેલની દીવાલની અંદર હાથ કે પગમાં બેડી પહેરાવ
તેમ કરવા દેવું જોઈએ. (૫૭૧)

૧૪૫ મોતની સજા થઈ હોય તેવા માણસને ૭ દીવસમાં અરજી કરવાની ચેતવણી આપવામાં આવશે, અને જો તે અરજી આપશે તો તરતજ મોકલી આપવામાં આવશે. તે પછી પણ જો અરજી આપવામાં આવશે, તો તે ગવર્નમેન્ટ હોમ ડીપાર્ટમેન્ટને મોકલી આપશે, અને તેનો ભાવાર્થ તારથી જણાવશે. તેનો જવાબ આવ્યાં પહેલાં મોતની સજાનો અમલ કરવામાં આવશે નહિ. (૫૭૬)

૧૪૬ જાહેર તહેવારને દિવસે ફાંસી આપવામાં આવશે નહિ. (૫૭૬)

૧૪૭ ફાંસીની સજા થયેલ માણસ પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરવા ઇચ્છતો હોય, તો તેણે ઈંગ્લાંડની સોલીસીટરની પેઢીને કાગળીઆ, સુચનાઓ અને પૈસા મોકલાવેલ હશે, તો ત્રણ અઠવાડીયાં સજા મુલતવી રાખવામાં આવશે. (૫૮૦)

૧૪૮ ફાંસીની સજા વખતે કેદીના સગાં કે બીજા સારા માણસો સહીત સુપરીન્ટેન્ડન્ટ, કે બીજી લાગતી વળગતી સત્તાવાળા, ૧૨ પુરૂષોને આવવા દેશે. (૫૮૨)

૧૪૯ બનશે ત્યાં સુધી સાદી સજાવાળા કેદીને જુદા રાખવામાં આવશે. તેને જેલમાં ગમે ત્યાં ફરવા દેવામાં નહિ આવે. જેલના કાયદાની બાબતમાં બનશે ત્યાં સુધી, તેમની સાથે ઓછામાં ઓછી સખ્તાઈ કરવામાં આવશે, અને તેમની ઇચ્છા વિરૂદ્ધ તેમના બાલ કાપવામાં નહિ આવે, કે હજામત પણ કરવામાં નહિ આવે, સિવાય કે ખાસ રોગનું કારણ હોય, અને તેમને બૉડી ટીકીટ પહેરાવી નહિ પડે પણ સાથે રાખવી જોશે. (૫૯૫)

૧૫૦ બીજા કેદીઓની માફક તેઓ લાઇબ્રેરીની ચોપડીઓ વાપરી શકશે. અને સુપરીન્ટેન્ડન્ટના વિચાર પ્રમાણે લખવા માટેના– સાધનોની તેમના ખર્ચે સગવડતાં આપવામાં આવશે. (૫૯૭)

૧૫૧ સાદી સજાવાળા માણસની ઇચ્છા હોય તો કામ કરી શકે છે. અને બીજા કેદીની માફક [રીમીશન] માફી તેમજ સખ્ત

મજુરી હોય તો તે માટેનો ખોરાક મેળવી શકે છે. (૫૯૮)

૧૫૨ સાદી સજાવાળા કેદીને બીજા કેદી જેવોજ ખોરાક મળશે. પણ જો તેમની પ્રકૃતીને માફક આવે તેમ ન હોય તો, તેમને જેલના ખોરાકને બદલે, અથવા તેની સાથે વધારવામાં બહારથી ખોરાક મંગાવી દેવામાં આવશે. તે માટેની અરજી જેલના ડાકટરને કરવી, પણ તેની છેવટની સત્તા સુપ્રિન્ટેન્ડેન્ટને રહેશે. (૬૦૨ સી)

૧૫૩ સાદી સજાવાલા કેદીને ઘરનાં કપડાં પહેરવાને બદલે જેલના કપડાં પહેરવાની ઇચ્છા હશે, તો લીંટી વગરના આપવામાં આવશે. અને પથારો પોતાની વાપરવી હોય તો ડાકટરની ભલામણ હશે તો સુપરીન્ટેન્ડન્ટ પોતાની ઇચ્છા હશે તો આપશે. (૬૦૨-૯)

૧૫૪ સાદી સજાવાળાને તેમને ખર્ચે લખવાની સામગ્રી-ચોપડીઓ, અને અમુક વિષયોના માસીકો, વગેરે સુપરીન્ટેન્ડન્ટને કહેવાથી મળશે. છાપા માટે સરકારની ખાસ પરવાનગી મેળવવી જોઇએ. (૬૦૨ એફ)

૧૫૫ સાદી સજાવાળાને દર મહિને એક કાગળ લખવાનો અને મેળવવાનો, તેમજ માસીક એક મુલાકાત મેળવવાનો હક છે. (૬૦૨ G. H.)

૧૫૬ સાદી સજાવાળા કેદીને પોતાની રસોઇ કરવાના, તથા ખાવાના વાસણો, અને ખાનગી જરૂરી ફરનીચર સુપરીન્ટેન્ડન્ટની ઇચ્છા પ્રમાણે વાપરવા દેવામાં આવશે. (૬૦૨ T)

૧૫૭ સાદી સજાવાળા કેદીને સ્ટાફના માણસો ઉપર હુમલો કરવાની, અથવા ભાગી જવાની બીક ન હોય, તો સુપરીન્ટેન્ડન્ટ ગવરમેન્ટની રજા વિના તેને ખળાંબેડી, હાથકડી, ડંડાબેડી, અને ચાબખાં મારવાની સજા ન કરી શકે. (૬૦૨ K)

૧૫૮ કોઇ દેશી રાજ્યમાંથી કેદીને બ્રીટીશ હિંદુસ્તાનની જેલમાં મોકલવામાં આવે તો નીચે પ્રમાણે પૈસા વસુલ કરવા.

૧ ઇન્સ્પેક્ટર જનરલની દેખરેખના રૂ. ૧૦) દરવર્ષે દર જણુ દીઠ.
૨ જેલ મકાનના વપરાશ અને રીપેરના રૂા. ૪૦) ,, ,, ,,
૩ યુરોપીયન કેદી હોય તો ૨૫ ટકા વધારે (૬૦૪-૧-૨-૩)

૧૫૯ સીવીલ કેદીના ત્રણ કલાસ છે.
(૧) દેવાદર-૩૧૮-૩૩૨-૫૧૪(૨)ક્રીમીનલ કોડની કલમ પ્રમાણેના (૩) ૧૮૬૪ ના કાયદા પ્રમાણેના પરદેશીઓ. (૬૦૮)

૧૬૦ કેદીઓના ૧૯૦૦ ના કાયદા સીવાયના કોઈ સીવીલ કેદીને એક જેલમાંથી બીજી જેલમાં મોકલી ન શકાય. (૬૧૦)

૧૬૧ સીવીલ જેલની અંદર સીવીલ પ્રોસીજરની કેટલીક કલમો ચોંટાડી રાખવામાં આવે છે. જેથી તેને નાદાર થવા માટેની અરજી કરવી હશે, તો કેમ કરવી તે તે જાણી શકશે. (૬૧૫)

૧૬૨ સીવીલ કેદી મીત્રો પાસેથી ખોરાક મંગાવી શકે છે, અને તેના બદલામાં તેના લેણદારે જે રકમ ભરી હોય તે આપી શકે છે. કોન્ટ્રાકટર કે બીજા વેપારી પાસેથી સામાન ખરીદી શકે છે. રસોઈ કરી શકે છે. માંદગીના કારણે ડાકટર કોઈ ચીજ ખાવાની કહે તો પણ મંગાવી શકે છે. અને પૈસા ઘટે તો ગવરમેન્ટ આપશે. (૬૧૬)

૧૬૩ દરેક સીવીલ કેદી પોતાના કપડાં પથારી અને ખાવાપીવાના વાસણ વાપરી શકે, તેમજ તેમને બીડી પીવાની છુટ છે. (૬૧૮)

૧૬૪ સીવીલ કેદી ચોપડીઓ-વર્તમાનપત્રો અને નુકશાન ન કરે તેવી અંદર રમવાની રમતો પણ સુપ્રિન્ટેન્ડેન્ટને પુછીને મંગાવી શકે છે.

૧૬૫ સીવીલ કેદી સવારના ૮ થી સાંજના ચાર વાગ્યા સુધીમાં રજા સીવાયના દિવસે દરરોજ મુલાકાત લઈ શકે છે. અને પોતાને ખર્ચે કાગળ લખી શકે છે. (૬૨૦)

૧૬૬ સીવીલ કેદી પોતાને માટે કામ કરી શકશે. ને ધંધો પણ કરી

શકશે, તેમજ વાડીમાં કામ કરી શકે, અને તેનીઉપજ ઇચ્છા પ્રમાણે વાપરી શકે છે. (૬૨૪)

૧૬૭ સજા ન થઈ હોય ત્યાં સુધી સ્ત્રી કેદીની સાથે મોટું બાળક હશે તો પણ રાખવા દેવામાં આવશે. (૬૨૬)

૧૬૮ તપાસ નીચેના કેદીને પોતાના કપડાં, પથારી, જોડા, ખાવા-પીવાના વાસણો અને પુજાનો સામાન, તેમજ કેસમાં ઉપયોગી થઈ શકે તેવા કાગળીઆ તેમની સાથે રાખવાં દેવામાં આવશે. (૬૩૦)

૧૬૯ તપાસ નીચેનો કેદી ભાગી ન જાય તેમજ ગેરવ્યાજબી વાત ચીત ન કરે એવી રીતે રાખવામાં આવશે. વધારે વખત પુરી રાખવામાં નહિ આવે, અને જેલમાં કે જેલ બહાર કસરત કરવા દેવામાં આવશે. (૬૩૩)

૧૭૦ તપાસ નીચેના કેદીની ચોકી માત્ર પોલીસજ રાખી શકે વોર્ડર નહિ. (૬૩૫)

૧૭૧ સજા નાહ થયેલ ફોજદારી ગુનેગારને પણ મુલાકાતો અને પત્ર વહેવાર ગમે તેટલીવાર કરવા દેવામાં આવશે. (૬૩૬)

૧૭૨ કેસ ચાલતો હોય કે ચાલવાનો હોય તેવા દરેક કેદીને દર પંદર દિવસે માજીસ્ટ્રેટ પાસે લઈ જવા જોઈએ. (૬૩૯)

૧૭૩ દરરોજનું કામ નીચે પ્રમાણે કરવાનું.

૧ દિવસ ઉગે કુદરતી હાજતે જવું, ધોવું. કાંજી પીવી અને કામે જવું જોઇએ.

૨ દસ વાગે નાવું, ખાવું, કુદરતી હાજતે જવું, ને કામકાજ

૩ ચાર વાગે કામ બંધ-ધોવું-ખાવું-કુદરતી હાજતે જવું.

૪ છ વાગે બંધ કરવું,

૧૭૪ કોઈ પણ કેદીએ જરૂરી કામ તેમજ અંદરની વ્યવસ્થા અને કરકસરના કામ સીવાય, જેવાં કે કપડાં ધોવાં ને સાંધવા રાંધવું વાળવું. જાજરૂ સાફ કરવાં સીવાય રજાના દિવસે કામ કરવું નહિ. (૬૬૯)

૧૭૫ બેરેક ઉઘડતાં અને બંધ કરતાં તેમજ જમતી વખતે ઘંટ વગાડવામાં આવશે. (૬૭૦)

૧૭૬ સુર્યોદય સમયે દરેક બેરેકો ખોલવામાં આવશે. પણ ઠંડી કે ભીનાશવાળી હવાના કારણે ડાકટરની ભલામણથી તે મોડી પણ ઉઘાડવામાં આવશે. તે માટે આઈ. જી. પી. ને પુછાવવામાં આવશે. (૬૭૧)

૧૭૭ દરેક બેરેક ઉઘડતી વખતે પેશાબના વાસણો લઇ જવામાં આવશે, અને વાળવાવાળા દરેક ખુણાં છાપરાં વગેરે વાળશે. અને જ્યાં બેરેકમાં ગાળ હશે ત્યાં માટી અને પાણીથી રોજ સાફ કરવામાં આવશે. અને લાદી કે લાકડાંની જમીન હશે તો દર અઠવાડીએ એક વાર ધોવામાં આવશે. (૬૭૪)

૧૭૮ દરેક કેદીએ સવારે પોતાના દાંત સાફ કરવા પડશે. દરેકને અઠવાડીએ એકવાર ૬ ઇંચ લાંબુ, લીમડાં કે બાવળનું દાતણ આપવામાં આવશે. એને ચાર ભાગ કોલસાની ભુકી અને એક ભાગ મીઠાનો પાવડર આપવામાં આવશે. જે કેદી પોતાને ખર્ચે બ્રશ અને પાવડર મંગાવવા ઇચ્છતો હશે, તેને તેમ કરવા દેવામાં આવશે. દાંતની છારી કાઢવાને માટે એક ખાસ માણસને નીમવામાં આવશે. (૬૭૬)

૧૭૯ સવારે કુદરતી હાજતે અને ધોવા જવાને માટે એક કલાકથી વધુ વખત આપવામાં આવશે નહિ. તે પછી તરતજ કાંજી આપવામાં આવશે (૬૭૭)

૧૮૦ જે જે માણસને જે જે કામને માટે નાલાયક ગણવામાં આવેલ હોય, તેને તે કામે ચડાવવો કે રાખવો નહિ. તે વિષે જેલરે સાવચેતી રાખવી. (૬૭૮)

૧૮૧ બપોરના ખાંણા પછી કેદીને જાજરૂ જવાની છુટ છે. અને તે પછીજ કામ પઉર ચઢવાનું શરૂ કરવું. કામ ચાર વાગ્યા સુધી

ચાલશે. ગરમીની મોસમમાં બપોરનો આરામ પણ આપવામાં આવશે. (૬૭૯)

૧૮૨ ગરમીની ૠતુમાં બપોરના ૧ થી ૧॥ સુધી કેદીને આરામ પણ આપવામાં આવશે. (૬૮૦)

૧૮૩ સાંજના ખાણા પછી હાજતે જવાની છુટ છે. (૬૮૧)

૧૮૪ એક કેદીને એક બેરેક કે કોટડીમાંથી બીજી બેરેક કે કોટડીમાં જવાનું જેલર સીવાય કોઈ કહી શકે નહિ. (૬૮૫)

૧૮૫ પેશાબ માટેના વાસણ કામ ચાલતું હોય ત્યાં ચોથો ભાગ પાણી ભરીને રાખવામાં આવશે. (૬૮૯)

૧૮૬ દર અઠવાડીએ એક વાર સુપરીન્ટેન્ડન્ટ ઈન્સ્પેકશન કરશે, તે વખતે દરેક કેદી ફરીયાદ કે અરજી કરી શકશે. આથી કરીને બીજે ગમે તે વખતે ફરીયાદ કે અરજ કરવાનો હક જતો નથી. દરેક ઓફીસરની ફરજ છે કે કેદીની ઈચ્છા હોય, ત્યારે તેને તરતજ સુપરીન્ટેન્ડન્ટ પાસે લઈ જવો. મોટી જેલોમાં એક દિવસે ઈન્સ્પેકશન ન થઇ શકે તો બીજે દીવસે પુરૂં કરવું. (૬૯૧)

૧૮૭ સુપરીન્ટેન્ડન્ટ કે જેલરને ફરીયાદ કરવાને, કોઈ કેદી કામ છોડી જઈ શકે નહિ. જેલર દીવસના એક વાર દરેક કેદીને મળશે. એક કેદીને બીજાની વતી બોલવાની કે ફરીયાદ કરવાની, કે જરૂરી સુચના કરવાની કે અપમાન કે ખરાબ વર્તણુંકની ફરીયાદ કરવાનો હક્ક છે. તેથી જેલર તેને સુપરીન્ટેન્ડન્ટ પાસે લઈ જશે. (૬૯૧)

૧૮૮ દર પંદર દિવસે વજન થશે. વજન વખતે માત્ર એકલું–પાટલુંન પહેરવું, અને વજન સવારના ખાણા પહેલાં થવું જોઇએ. (૬૯૮)

૧૮૯ જેલના કાયદાથી વિરૂદ્ધ ન હોય તેવા દરેક હુકમો દરેક–ઓફી-સરોના તેમજ વોર્ડરોના માનવા જોઇએ, અને કાયદા વિરૂદ્ધ જે હુકમ હોય તેની જેલરને તરતજ ખબર આપવી. (૬૯૫)

૧૯૦ કેદીના ધર્મની અને નાતની બાબતમાં કોઈને વચ્ચે આવવાની મના છે, પણ આથી કરીને નકામી કે હલકી ફરીયાદ કરી જેલ નીયમનો ભંગ ન થાય તે જોવું. બહાર છુટો હોય ત્યારે માણસ જે કામ ન કરતો હોય, તે તેને પરાણે આપી શકાય નહી. રસોડામાં બ્રાહ્મણો કે હિંદુઓને વધારે પ્રમાણમાં રાખવામાં. આવશે, અને દરેક ઉંચ વર્ણના હિંદુને મુસલમાનથી જુદુ રસોડું કરવા દેવામાં આવશે. અને જેલ સત્તાવાળા રજા આપે અને બીજાને હરકત ન થાય તેવી સગવડ હોય તો મુસલમાનોને પણ તેમને માટે જુદી રસોઈ—કરવા દેવામાં આવશે.

૧૯૧ ૧ સજા થયેલ કે નહિ થયેલ દરેક મુસલમાન કેદીને રમઝાનમાં રોઝા રાખવા દેવામાં આવશે, પણ માંદગી હશે તો ડાકટરની રજા લેવી પડશે.

૨ જમતી વખતે, બપોરના આરામ વખતે, અને બેરેક બંધ કર્યા પછી ઉઘડશે ત્યાં સુધીમાં, ધાર્મીક ક્રિયા કરવા દેવામાં આવશે.

૩ અપવાસ રાખનાર દરેક કેદીને આખા દિવસનો ખોરાક એકઠો—સાથે મેળવવાનો તેમજ રાત્રીના તેમજ બીજે દીવસે સવારે ખાવાને રાખવાનો હક છે.

૪ મુસલમાનો રોઝા રાખતા હોય તેમને માટે બપોરે બને તેટલી મોડી રસોઈ કરવી જોઈએ.

૫ કોટડીમાં રાખેલ મુસલમાન કેદીને એક વધારાનો ચંબુ—પાણી પીવાનું વાસણ આપવું જોઈએ, જેથી પ્રાર્થના વખતે હાથ મોં ધોઈ શકે. (૬૯૮)

૧૯૨ આગ કે આપઘાત જેવા પ્રસંગે કામ ઉપર હોય તે વોર્ડર સ્ત્રી વોર્ડની ચાવી લઈ શકે, પણ ડાકટર, જેલર, ને મેટ્રનને, ખબર આપ્યા પછી જ સ્ત્રી વોર્ડ આગળ જઈ શકે.

૧૯૩ સ્ત્રી વોર્ડમાં ચેતવણી આપીને જલદી જઈ શકાય તે માટે ઘંટ કે ઝલાર રાખવામાં આવશે, જેથી કરીને જરૂરી કામ પ્રસંગે તે વગાડી શકાય. (૮૮૦).

૧૯૪ મુખ્ય દરવાજામાંથી જેલર અને મેટ્રનના ઘરમાં, તેમજ સ્ત્રીઓના વોર્ડથી મુખ્ય દરવાજામાં તરતજ ખબર આપી શકાય તે માટે ઇલેક્ટ્રીક બેલ બને તો રાખવો. (૨૦૦)

૧૯૫ ૧ દરેક સેન્ટ્રલ ડીસ્ટ્રીક્ટ અને ખાસ જેલમાં કેદીઓ માટે લાઇબ્રેરી હોવી જોઇએ, અને પુસ્તકોનું લીસ્ટ રાખવું, અને કોઇ ભણેલો સારો કેદી મળે તો તેને લાઈબ્રેરીઅન તરીકે રાખવો.

૨ આઈ, જી. પી ની રજાથી અને પૈસા હશે તો નવી ચોપડીઓ ખરીદવામાં આવશે.

૩ દરેક કેદીને હંમેશને માટે બે ધાર્મીક ચોપડી રાખવાનો હક છે, અને કોઈ પણ સંજોગોમાં તે લઈ શકાય નહિ, તેમજ ધાર્મિક સીવાયની બીજી વધારે ચોપડી આવી હોય, અથવા કોઈ મોકલે તો તે લાયબ્રેરીની માફક તેને આપવી.

૪ પાટી, પેન, કે બીજા લખવાના સાધન સુપરીન્ટેન્ડેન્ટની ઇચ્છાથી કેદીઓને સરકારી કે તેના પોતાના ખર્ચે જરૂર લાગશે તેમ આપવામાં આવશે. (૭૦૧)

૧૯૬ નીચેના કૃત્યો કરવાની મનાઈ છે, છતાં કોઈ કરશે તો જાણી જોઈને જેલ કાયદાનો ભંગ કરવા કરેલ છે તેમ ગણાશે.

૧ વાત કરવાની કોઈ ઓફીસર મના કરે, પછી વાત કરવી, તેમજ જોરથી હસવું, ગાવું, કે જોરથી વાત કરવી.

૨ કોઇ પણ વાત બરાબર સમજ્યા સીવાય કે કેદીની લાગણી દુઃખાય તેવી ભાષા વાપરવી.

૩ કેદીએ ઓફીસરને ખોટી રીતે આંચકો લાગે કે નવાઈ પામે તેવું બોલવું.

૪ નક્કી કરેલ હદથી બહાર જવું.

૫ જેલે નક્કી કરેલ ખોરાક ખાવાની ના પાડવી.

૬ પોતાને નહિ મળેલ તેવો ખોરાક ખાવો. કે વધારેનો ખોરાક કોઈનો ખાવો, કે કોઇ ને આપવો.

૭ હુકમ વિના રાજી ખુશીથી પોતાનો ખોરાક નાખી દેવો, કે તેનો નાશ કરવો.

૮ આપેલ કપડાં પહેરવાની ના પાડવી કે ઓછા પહેરવાં, અથવા પોતાને માટે વાપરવાં, કે તેને કોઈ પણ રીતે બગાડવાં, કે તેમાં ફેરફાર કરવો.

૯ કોઇ કેદીને કામમાં મદદ કરવી કે કોઇની મદદ લેવી.

૧૦ મારા મારી કે તેથી હલકી સ્થીતિથી પણ, ઉત્પન્ન થયેલ પરીસ્થીતિને દાબી દેવાને કે ઓછું કરવાને માટે મદદ આપવાની ના પાડવી.

૧૧ કાયદેસરનો કોઈ પણ હુકમ માનવાને ના પાડવી, અથવા આપેલ કામ ઓછું કરવું કે ના પાડવી, ( ૭૦૨ )

૧૯૭ જેલની સજા નીચે પ્રમાણે થઈ શકે.

ચેતવણી ( Warning ) કંઇક કંટાળા ભરેલું કે સખ્ત કામ, અમુક વખતને માટે સાદી સજાવાળાને ૭ દિવસ સખ્તકામ. મળેલું (રીમીશન) માફી કાપી નાખવી.

અમુક વખતને માટે ( રીમીશન ) માફી બંધ કરવી. પગાર કે બીજાં હક્કો મળતા હોય તે બંધ કરવા. વોર્ડર કે વોચમેનની પદવી ઉપરથી ઉતારી મુકવો. કોઇપણ જાતના રેસામાંથી બનેલાં કપડાં–ગુણી કપડાં આપવા, ત્રણ માસથી વધારે વખત માટે નહિ. હાથકડી સળીઆવાળી, નકુચાવાળી, કે સાંકળવાળી, અનુક્રમે ૨–૧૧–૧ રતલ વજનની, દર ૨૪ કલાકે ૧૨ કલાક દિવસ કે રાત્રીના, તે પણ ૪ દિવસથી વધુ દિવસો કે રાત્રીના નહિ. પછવાડે હાથ રાખીને ૨૪ કલાકે ૬ કલાક ને ૪ દિવસથી

વધુ નહિ. ખડાબેડી--કોઈ સળીઓ કે લાકડું, કે જે કમરથી નીચે નહિ ને ખભાથી ઉંચુ નહિ તેના સાથે બાંધીને દર ચોવીસ કલાકે ૬ કલાકથી વધુ નહિ અને ૪ દિવસથી વધુ નહિ, અને તે પણ દર ત્રણ કલાકે ૧ કલાક આરામ આપવો. આ સજા કેદીઓના જવા આવવાના રસ્તા પાસે કરવી, તે માત્ર જ્યારે મારામારી કે જેલ કાયદાનો વારંવાર ભંગ કરેલ હોય ત્યારે જ આપવી, આ વખતે કેદીનું વરસાદ ને તડકાથી રક્ષણ કરવું.

દંડા બેડી ૫ રતલથી ભારે નહિ, ને બંને સળીઆ ૨૦ ઇંચથી નાના ન હોય તેવા આપવા, તે ત્રણ મહિના સુધી આપી શકાય. સાંકળની બેડી ૩ રતલથી ભારે નહિ ને સાંકળની લંબાઈ ૨૪ ઇંચ હોવી જોઈએ. ત્રણ મહિના સુધી. આડાબેડી ૨।। રતલ વજનની, ને ૫ ફુટ ૬ ઇંચની ઉંચાઈના માણસને ૧૬ ઇંચ લાંબા સળીઆ, ને તેથી નીચેની ઉંચાઈના માણસને ૧૪ ઇંચ લાંબા સળીઆની, ૧૦ દિવસ કરતા વધુ દિવસો નહિ. કાંડાને બેડીથી નુકશાન ન થાય તે માટે ચામડા કે ઉનના પટ્ટા ડાકટરને જરૂરી લાગશે, તો આપવામાં આવશે. કાંજી રોટીની સજા ૪ દિવસથી વધારે થઈ શકે નહિ. બીજો ગુન્હો કર્યા સિવાય તેમજ એક અઠવાડીઆં પહેલાં તે સજા વધારી શકાય નહિ. આ સજા ૧૬ ઔંસ લોટ ને ૬ ડ્રામ મીઠાના રોટલા કે કાંજીની હશે. કાંજીમાં પાણી જોઇએ તેટલું. ડાકટર કાંઈ ન કહે તો કામ પુરેપુરૂં કરવાનું. એકાંતમાં રહેવાની સજા ૬ મહિનાથી વધારે નહિ થાય. કામ હોય કે ન હોય તો પણ કેદી બીજાને મળી કે વાતચીત કરી શકે નહિ—પણ જોઈ શકે તેમ તેને રાખવો, અને ઓછામાં ઓછા એક કલાક કસરત કરવા દેવી—અને એક કે વધારે કેદીઓની સાથે તેનું ખાણું લેવા દેવું. અંધાર ખોલી ૧૪ દિવસ કરતાં વધુ નહિ ને બીજી સજા

કરવાની હોય તો પણ ૧૪ દિવસનો ગાળો રાખવો જોઈએ. ચાબખા ૩૦ ત્રીસથી વધારે નહિ; તે નિતંબ (કુલા) ઉપર દવામાં બોળેલ ઝીણું કપડું વીંટાળીને મારવાના—અર્ધા ઇંચના ડાયામેટરવાળી નેતરની સોટી મારવી. સરકારની રજા વગર ખાસ વર્ગના કેદીને ચાબખા મારી શકાય નહિ. (૭૦૩) દિવાની કામના કેદીને તેમજ સ્ત્રી કેદીને, બેડી કે હાથ કડી, આપી શકાય નહિ અને ચાબખાં મારી શકાય નહિ. ( ૭૦૪ )

૧૯૮ સુપરીન્ટેન્ડન્ટે મળેલા દીવસથી વધારેનું રીમીશન કાપવાને, તેમજ નીચેની સજાઓ માટે પણ, આઈ. જી. પી ની રજા મંગાવવી જોઈએ. ત્રણ મહિનાથી વધારે મહિનાનો પગાર કાપવા, એક મહિનાથી વધારે વખત એકાતમાં રાખવાં.

૧૯૯ જેલની દરેક સજા રજીસ્ટરને હીસ્ટરી ટીકીટમાં લખવી જોઇએ. ( ૭૦૮ )

૨૦૦ સુપરીન્ટેન્ડન્ટ સીવાય કોઇને કોઈ પણ જાતની સજા કરવાનો હક નથી. ( ૭૧૦ )

૨૦૧ રીમીશનની ત્રણ જાત છે. ૧ સાધારણ. ૨. ખાસ. ૩ તાજ તરફનું, સાધારણ બે રીતે મળે ૧ જેલના દરેક કાયદાનું પાલન, તેને માટે દર મહિને ૨ દીવસ, ને આપેલ કામ બરાબર કરવા માટે બે દિવસ.

૨૦૨ કોઈ પણ મહિનાની ઉપરની સજા માટે દંડની સજા હોય તો દંડની સજાનું પણ રીમીશન મળે છે. ( ૭૧૯ )

૨૦૩ કેદીની પોતાની બેદરકારી સીવાય બીજા કારણો જેવાંકે કેસને કારણે કોર્ટે જવું, જેલ બદલી, માંદા રહેવું, તેમ જ અશક્તિ, અને અશક્તોની ટોળીમાં રહેવાને કારણે કામ નહિ થઈ શકે, તો પણ રીમીશન મળશે, ( ૭૨૦ )

૨૦૪ જે કેદીઓને જેલમાં રસોડાનું કે વાળવાનુ કામ રવીવારે ને

રજાના દિવસે પણ કરવાનું હોય છે, તેમને દર ત્રણ મહિને બે દિવસ વધારે આપવા. ( ૭૨૨ )

૨૦૫ સાધારણ માફી ન મળતી હોય તેવા કેદીને પણ ખાસ રીમીશન મળી શકે, દાખલ તરીકે જેલના કાયદાને નીયમની જાળવણી કરવા મદદ કરે, હાથ કારીગરી શીખવે, સારૂં કામ કરે, હુમલાથી કોઈ અમલદારનું રક્ષણ કરે, આગ કે એવા જરૂરી વખતે મદદ કરે, કપડાં ઓછાં વપરાય તેમ પહેરે, વગેરે માટે સુપરીન્ટેન્ડેન્ટ વાર્ષિક ત્રીસ દિવસની અને આઈ. જી. પી. અથવા લોકલ ગવરમેન્ટ વર્ષે બે મહિનાની આપી શકે. (૭૨૭)

૨૦૬ સાધારણ (રીમીશન) માફી મળતી હોય તેવા કોઈ પણ કેદીને તેમની સજાની તારીખથી એક વર્ષ પછી, જેલમાં કરેલ ગુન્હાની સજા નહિ થઈ હોય, તો ૨૦ દીવસની ખાસ (રીમીશન માફી આપવામાં આવશે. ( ૭૩૦ )

૨૦૭ વોર્ડરો ને વોચમેનો, તેમની સજાની લગભગ ¼ થી ⅓ મુદત, અને લગભગ તેટલી મુદત જેટલું જ રીમીશન થાય, ત્યારે જ થઈ શકે. ( ૭૪૪ )

૨૦૮ વ્યભિચાર કે કુદરત વિરૂદ્ધનું કર્મ કરનાર માણસ વોર્ડર કે વોચમેન થઈ શકે નહિ. ( ૭૪૬ )

૨૦૯ સાદી સજા થયેલ માણસ પોતાની સજા હોય તેટલો વખત કામ કરવાનું સ્વીકારે નહિ, તો વોર્ડર કે વોચમેન થઈ શકે નહિ. ( ૭૫૦ )

૨૧૦ વોર્ડરોને ફટકાની કે કાંજી રોટીની સજા થઇ શકે નહિ. ( ૭૫૮ )

૨૧૧ કોઈપણ વોર્ડર વોચમેનને ( ફાઈલ ) કેદીઓ સોંપી શકાય નહિ, પણ તે સાથે પગારદાર સીપાઇ હોય જ, અને તેજ માણસને સુચના કે હુકમ આપી શકે. ( ૭૬૦ )

૨૧૨ વોર્ડરો ને વોચમેનો બને ત્યાં સુધી સાદી સજા વાળા માણસમાંથી બનાવવામાં આવશે. ( ૭૬૦ )

૨૧૩ દરેક વોર્ડરને રોજની ૩ અને વોચમેનને ૨ બીડી, અથવા ૨ ડ્રામ અને ૧॥ ડ્રામ તમાકુ આપવી. ( ૭૭૮ )

૨૧૪ સ્ત્રીઓમાં રાત્રીના ચોકી પહેરો હોતો નથી. ખાસ જરૂરી વખતે ઇન્સ્પેકટર જનરલને પુછવું. (૭૮૦)

૨૧૫ યુરોપીયન કેદીઓ માટે તેની સંખ્યાના ૪ ટકા કરતાં વધારે વોર્ડર ન હોવા જોઇએ. (૭૮૩)

૨૧૬ કોન્ટ્રેકટર સાથે કોન્ટ્રેકટ થાય ત્યારે અનાજના સેમ્પલો લઇને તે બાટલીમાં સીલ કરીને રાખવાં, જેથી કોઈ વખતે આવેલ અનાજ સાથે મેળવી શકાય. (૭૯૧)

૨૧૭ યુરોપીયન અને તેવી રીત ભાતથી રહેનાર માણસનો ખોરાક.



| વસ્તુનું નામ | વજન | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| બ્રેડ | ઔંસ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| મટન (હાડકાં વગર) | | ૪ | ૮ | ૮ | ૪ | ૮ | ૪ | ૮ |
| દાળ | | ૪ | | | ૪ | | ૪ | |
| ચોખા | | ૬ | | | ૬ | | ૬ | |
| બટેટાં | | | ૧૦ | ૧૦ | | ૧૦ | | ૧૦ |
| શાકભાજી (લીલી) | | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| દુધ | | ૮ | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] |
| ચા | | ૧/૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ખાંડ | | ૧૧/૨ | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] |
| મીઠું | | ૧/૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ઘી | | ૧/૨ | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] |
| મરી | | ૧/૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| લાકડાં | રતલ | ૨ | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] | ,, [illegible] |
| મસાલો કઢી હોયતો | ઔંસ | ૧/૨ રવિ | | | બુધ | | શુક્ર | |

તેવીજ જાતની સ્ત્રીઓ માટે બ્રેડ ૧૬ ઔંસ મટન જ્યાં ઔંસ ૮ છે ત્યાં ૬ ઔંસ, દાલ ૪ને બદલે ૩ ઔંસ, દુધ ૮ ઔંસ, અને બટાટા ૧૦ ને બદલે ૬ ઔંસ, અને બાકીનું બધું ઉપર પ્રમાણેજ. (૭૯૫)

૨૧૮ સખ્ત મજુરીવાળાને દરેક જેલમાં નીચે પ્રમાણે ખોરાક મળશે. તેલની ઘાણી, ઘંટી, ચુનાની ઘાણી, ખોદવું, માટી ઉપાડવી, પાણા ભાંગવા, બળતણ ભાંગવું, પાણી ઉપાડવું, રેશાને કુટવા વગેરે.

| | |
|---|---|
| દાલ ઔંસ | ૫ |
| મીઠું ડ્રામ | ૮ |
| મસાલો ડ્રામ | ૪ |
| ડુંગળી ડ્રામ | ૪ |
| શાકભાજી ઔંસ | ૮ |
| બળતણ રતલ | ૧ |

ઘઉં, જુવાર, બાજરો કે નાગલીનો લોટ, કે ચોખા ૨૪ ઔંસ, સાધારણ મજુરીવાળાને ૨૨ ઔંસ, ઘઉં, બાજરી, જુવાર, નાગલી કે ચોખા, સ્ત્રી કેદીઓને, સાદી સજાવાળા, અને સજા થયાં પહેલાના કેદીઓને, ૨૦ ઔંસ, દાલ બધાને ૪ ઔંસ બાકી બધું ઉપર પ્રમાણેજ.

| | | |
|---|---|---|
| તેલ ડ્રામ | ૬ | ૧લી એપ્રીલથી ૩૦મી સપ્ટેમ્બર. |
| તેલ ,, | ૧૦ | ૧લી ઓકટોબરથી ૩૧મી માર્ચ. |

આંબલી (બી અને ફોતરાં વગર) ૪ ડ્રામ ૧ એપ્રીલથી ૩૦ સપ્ટેમ્બર. ૧ ઓક્ટોબર થી ૩૧ માર્ચ ૨ ડ્રામ.

૨૧૯ અઠવાડીયાનાં ૧૪ વખતના ખાવામાં બધા અનાજમાંથી જે સસ્તુ હોય તે ૧૦ વખત ખાવા આપે, અને તેથી જરા મોઘું હોય તે ૪ વખત આપે. વોર્ડરોને બધી વખત ઘઉં આપવામાં આવશે. (૮૦)

૨૨૦ સહુથી સસ્તી દાલ ૩ દિવસ અને તેથી મોંઘી બીજા ત્રણ દિવસ આપશે. પણ તે બધી સારી ને પુષ્ટીકારક હોવી જોઇએ. (૮૦૩)

૨૨૧ હૈદરાબાદ, કરાંચી, સક્કર અને શીકાપુર જેલમાં ૪ ઔંસ દાળ ને બદલે ૪ ઔંસ દહિં, ૨૬ એપ્રીલથી ૨૫ ઓગસ્ટ સુધીમાં અઠવાડીયે ૧ કે ૨ દિવસ આપવું. (૮૦૭)

૨૨૨ ડાકટરની સલાહથી ભાત આપવામાં આવે તો, કાંજીનો બે ઔંસ લોટ અને તે ઉપરાંત ૧ રતલ ભાત દરરોજ આપવામાં આવશે. (૮૦૮)

૨૨૩ ટ્રાન્સફર વખતે રસ્તામાં ખાવાને સુકો ખોરાક નીચે પ્રમાણે આપવો. ૧૨ ઔંસ મમરા, ૧૪ ઔંસ ચણા, ૪ ઔંસ મસાલો કે ગોળ. (૮૧૫)

૨૨૪ દાણો સાફ કરવો એટલે અંદરના દાણા સીવાયની બધી ચીજ ધુળ, ફોતરાં, વગેરે કાઢી નાખવું. (૮૧૬)

૨૨૫ લોટ ચાળવા માટેની ચારણી એક ચોરસ ઇંચમાં ઓછામાં ઓછા ૯૦૦ કાણાં હોય તે વાપરવી, તે માટેની જાળી યરોડા સેન્ટ્રલ જેલમાંથી બધી જેલ માટે મળશે. (૮૧૭)

૨૨૬ મગની અને બીજી જાતની દાળ ફોતરાં કાઢીને જ વાપરવી. મગની દાળના ફોતરાં કાઢી નાખવા માટે તે ૧૦ ટકા વધારે આપવી. (૮૧૮)

૨૨૭ રસોઇ ધીમાં તાપથી કરવી. (૮૨૧)

૨૨૮ રાંધેલ ભાતનું વજન ૩ રતલ, જુવારના રોટલાનું ૧૧ ઔંસનું, ૧૫ ઔંસ, ઘઉંનું ૧૧નું ૧૪॥ ઔંસ, ને બાજરાનું ૧૧ નું ૧૩ ઔંસ વજન થવું જોઇએ. દાળનું વજન ૪ ગણું થવું જોઇએ. (૮૨૪–૨૫–૨૬)

૨૨૯ શાકભાજી એ ખાસ અગત્યની વસ્તુ છે. બધા સળી, ડાખળાં, રેશાઓ, વચલા તંતુઓ વગેરે કાઢી નાખવા જોઇએ. અને માત્ર કસદાર શાકભાજી આપવી. આની અંદર દાળ કે ભાત સાથે નાંખવાં નહિ. (૮૩૦)

૨૩૦ ગરમીની મોસમમાં કોઇવાર આંબલીનું પાણી પીવાને માટે પણ આપવું. અથવા મીઠું અને મરચાં સાથે ચટણી બનાવીને આપવી. આંબલી તાજી કરતાં થોડા મહિનાની રાખેલ આપવી. (૮૩૪)

૨૩૧ જેલની વાડીમાં હોય તો જ ૪ ડ્રામ આંબલીને બદલે ૧ ઔંસ લીબુંનો રસ, ૩ ડ્રામ સુકેલ કેરીના ટુકડાં કે ત્રણ ડ્રામ કોકમ આપવાં. (૮૩૫)

૨૩૨ મોટા ભાગની ભાજી નીચેની ચીજની હોવી જોઇએ. ડુંગળી, ગાજર, ટરનીપ, કોબી, બીટરૂટ, રાઇની ભાજી, મુળા, બટાટાં, આ વસ્તુઓ જેલની વાડીમાં વધારે થાય તે સાચવી શકાય તેમ ન હોય, તો જ બજારમાં વેચવી. (૮૩૬)

૨૩૩ બટાટા કોઇ રીતે ઓછાં આપવાં નહિ. એવો સખ્ત કાયદો છે. કેટલેક ઠેકાણે તે અમુક માસમાં વધારે ભાવ આપ્યા વિના મળતા નથી. તેથી સુપ્રિન્ટેન્ડન્ટે બજાર ભાવનું ધ્યાન રાખી જે ભાવનો કોન્ટ્રેકટ હોય તેની આસપાસના ભાવે મળે તેમ હોય ત્યારે અઠવાડીયામાં ૧-૨ વખત આપવા હુકમ કરવો. (૮૩૮)

૨૩૪ જેલમાં જેટલા કેદી હોય તેટલા લીંબુના ઝાડ પુરતી જગા હોય તો ઉગાડવાં. દરેકની વચ્ચે બાર ફુટનું અંતર રાખવું, અને શાકભાજી ત્યાંજ ઉગાડવાં. અને આંબલી, કેરી અને કોકમ અને રોશેલાંના ઝાડ, પણ બને તેટલા ઉગાડવાં. (૮૩૯)

૨૩૫ ખોરાક જવાબદાર અમલદારની હાજરીમાં વ્હેંચવો જોઇએ, અને ખાવાને માટે દરેક કેદીને પુરતો અર્ધો કલાક મળવો જોઇએ. (૮૪૩)

૨૩૬ જો કોઈ માણસ ખોરાકની ઓછાપણા વિષે ફરીયાદ કરે, તો જેલરે કેદીની રૂબરૂમાં તેનું વજન કરવું જોઇએ. અને ફરીયાદ સાચી હોય કે જુઠ્ઠી હોય, તો પણ રસોડામાં અને ગોદામમાં રહેનાર માણસ અને તાજવાં વિષે તપાસ રાખવી જોઇએ. (૮૪૬)

૨૩૭ જેલને માટે અનાજ ઉંચા કરતાં બીજા નંબરનું સાધારણ જાતનું ખરીદ કરવાનું, પણ તે ભેજ કે જીવડાના કારણે પુષ્ટિ કારક ન રહે, તેવું ન હોવું જોઇએ. (૮૫૩)

૨૩૮ મટનની સાથે હાડકાં હોય તો ૨૫ ટકા વધારે આપવું. (૮૫૬)

૨૩૯ મસાલો નીચે પ્રમાણે આપવો, આંબલી, ધાણા ને લસણ ½ ડ્રામ, મરચાં સુકા કે લીલાં ૨½ ડ્રામ, કીંમત વધારે ન થતી હોય તો મસાલો બદલાવી શકાય છે. (૮૬૦)

૨૪૦ ખોરાક કેટલો આપવો તેવો કોઠો, પાકા અને રાંધેલા અનાજનો જેલની ઓફીસે, રસોડામાં ચોડાવવો. અને જ્યાં ખોરાક વેંચાતો હોય ત્યાં હાથમાં સાથે રાખવો. (૮૬૭)

૨૪૧ સુપરીન્ટેન્ડન્ટને, ડાકટર ન હોય તો, તેની સાથે વિચાર કર્યા વિના કોઈ કેદીનો ખોરાક ઘટાડવાની સત્તા નથી. (૮૭૧)

૨૪૨ દરેક જાતનો કાચો અને પાકો ખોરાક ડાકટર ને સુપરીન્ટેન્ડન્ટ તપાસે, પણ ખાસ કરીને શાકભાજી તો ડાકટરે જોવી જોઇએ. એ કામ કમ્પાઉન્ડરને પણ સોંપી શકાય નહિ. (૮૭૫)

૨૪૩ સવાર અને સાંજ બન્ને વખતનો ખોરાક તપાસવો જોઇએ. નમુના મંગાવીને જોવાની સખ્ત મનાઈ છે. રસોડામાં જઇને જ જોવું જોઇએ. (૮૭૬)

૨૪૪ કોઇ પણ જાતનું વજન કરવા માટે પત્થર, ઇંટ, લાકડાં, કે ધાતુના ટુકડા ચાલશે નહિ. (૮૮૦)

૨૪૫ જો બની શકે તો ગાય તથા ભેંસને દોહવા માટે મુખ્ય દરવાજાની પાસે લાવવી જોઇએ. (૮૮૧)

૨૪૬ કપડાં. પથારી, જેલમાં કેદીઓને પહેરવાનાં કપડાં, વગેરે ૧૦ નંબરના સુતરમાંથી દર ચોરસ વારે ૦। ઇંચ બ્લ્યુ ચોકડીવાળા હોવા જોઇએ. અને ઇસ્પીતાલના લાલ ચોકડીના હોવા જોઇએ. (૮૩૧)

૨૪૭ કપડાં અને પથારી નીચે પ્રમાણે મળશે.

| | | પુરુષો | સ્ત્રી |
|---|---|---|---|
| ધાબળાં કે ચાદર સીઝન પ્રમાણે ૭×૪ | | ૨ | ૨ |
| કાથાની સાદડી ૬½×૨½ પ્રમાણે | | ૧ | ૧ |
| સુતરાઉ પહેરણ | | ૨ | ૦ |
| ઉનની બંડી (ઠંડીમાં) | | ૧ | ૧ |
| લંગોટી | સાઇઝ ૩૬"×૧૨" | ૧ | ૨ |
| ટોપી | | ૧ | ૦ |
| સાડી | ૧૮ × ૩ | ૦ | ૨ |
| બોડીસ | | ૦ | ૨ |
| ટુવાલ | ૨૪×૨૪ | ૧ | ૧ |
| શીખ કેદીને કચ્છો,પાઘડી, | ૧૨ × ૨ | | |
| ત્રાસરું | ૮×૪॥×૨ | ૧ | ૧ |
| પોટ | ૬ × ૪ | ૧ | ૧ |

(૮૮૭)

૨૪૮ સાધારણ કેદીને ટોપી સફેદ, પાંચ વર્ષની ઉપરની સજાવાળા કેદીને પીળી, બેવાર આવેલને કાળી, બે વાર આવેલ હોય અને પાંચ વર્ષ કરતાં વધારે સજા હોય તો કાળી–પીળી, ને જેલમાંથી કે પોલીસ ચોકીમાંથી નાસી જનારને લાલ ટોપી—આપવામાં આવે છે. (૮૮૮)

૨૪૯ યુરોપીયન અને એંગ્લો ઇન્ડીયનને મળતાં કપડાં, સુતરાઉ કોટ, ૨ પાઇજામાં અથવા ચડી–૨, પથારી, સ્ત્રીઓનો પોશાક ફલાલીનના બ્લાઉઝબે ફલાલીનનો ઘાઘરો ૧ સુતરાઉ ઘાઘરો ૧, સુતરાઉ જાકીટ ૨ કોટ ૨, બોડીઝ. ૨, ટુંકો ઘાઘરા ૨, મોજા ૨, ટુવાલ ૧, ધાબળો ૧, પથારી ૧, ઓસીકું ૧, પુરૂષોને જોડાં, અને સ્ત્રીઓને ચંપલ, હેટ બન્નેને, ત્રાંસળું, કોટ, અરીસો દાંતીઓ ને બ્રશ બન્નેને. (૮૯૩)

૨૫૦ કેદીઓને ભીનાં કપડાં ન પહેરાવવાં અને જ્યારે ઠંડીમા કામ ન કરતા હોય અને ફરતા કે બેઠા હોય ત્યારે કામળો શરીરે લપેટીને ઓઢી શકે છે, અને રસોડાને અંગે કે બગીચામાં ચાલુ વરસાદમાં કામ કરતાં હોય, ત્યારે જુના ધાબળાંના બનાવેલા કપડાં તેમને ઓઢવાને આપવાં. જેથી કામકાજ પુરૂંથયા બાદ પોતાનાં સુકા કપડાં પહેરી શકે. (૯૦૦)

૨૫૧ દરેક વસ્તુ જે કેદી પાસેથી મળે તેની નોંધ કરીને એની વ્યાજબી કીંમત લખવી. ગુમ થયેથી બદલો આપવો પડશે. તે ઇરાદે ઓછી કીંમત લખવાની સખ્ત મનાઈ કરવામાં આવે છે. (૯૧૩)

૨૫૨ બહુ તાપ પડતો હોય તે વખતે ઉનાળામાં બપોરે બે કલાકનો આરામ દરેક કેદીને આપવો. માંદા અને અશક્ત કેદીઓને આખા વર્ષ દરમ્યાન બપોરે બે કલાકનો આરામ આપવો. (૯૨૯)

૨૫૩ કોઈને શારીરીક તાકાતથી ઉપરાંત કામ આપવું નહિ. અને પુરે પુરા શીખેલ માણસ પાસેથી પુરેપુરી વરદી લેવી.

મોચી કામ, બુટ ત્રણ દિવસે ૧ જોડી.

ચંપલ કાપેલ તૈયાર ૨ જોડી, વગર કાપેલ ૧ જોડી

દરજી કામ. ૨ જોડી હાથથી. ૧૦ જોડી સંચાથી.

વણવાનું.

ધાબળો ૪૮"×૭" કપડું ૩૦"×૩૦" શેત્રંજી, ૩૦"×૨ ખાટલાની પાટી ૨"×૬૦ ફીટ.

ચીત્રકામવાળી શેત્રંજી ૩થી૧૫ ઇંચ તાણો, ૪૦ વારનો પહેલો તાણો.

ચક્કી દાણા દળવાની ૩૦થી૪૦ પૌંડ.

દાણા સાફ કરવાનું ૨૦૦ રતલ. કુટવાનું ૧॥ શેર.

તાંણો વીટવો ૭ શેર (રતલ,) પાણો ભાંગવો ૧૦થી૧૫ કયું. ફુટ.

ખોદવું ૧૦૦ કયુ. ફુટ, ઉન પીખવાનું ૧૫ રતલ.

૨૫૪ કામ શીખતાં પુરો વખત આપવો જોઈએ, વખત બુદ્ધિ અને શક્તિ ઉપર નક્કી કરવો, અને ઉપરાંત માણસ થોડો ઘણો આગળ વધે છે કે નહિ તે જોવું. (૯૩૬).

૨૫૫ કોઇ પણ જાતનું હલકું કામ એવા માણસને ન આપવું કે એથી, નીતિના કારણે વાંધા ભરેલું લાગનું હોય. એ પણ ધ્યાન રાખવાનું છે કે ખોટો વાંધો બતાવીને ના પસંદ કામમાંથી કોઈ બચી જાય નહિ. આ બાબતનો વાંધો પડતાં ઇન્સ્પેક્ટર જનરલે નક્કી કરવું. (૯૩૭).

૨૫૬ સુપરીન્ટેન્ડન્ટ પોતાના અંગત બગીચા માટે છ કેદીઓ રાખી શકે. જેલરનો બગીચો જેલના બગીચામાં કામ કરવાવાળા સંભાળશે. જેલની નજીકમાંજ રહેતાં જેલના અમલદારો ઝાડું તથા પાણી બે કામ કેદીઓની ખાસ ટોળી પાસેથી લઈ શકશે. કે જે દિવસમાં બે વખત આ કામ પતાવી જશે. આ સીવાય કોઈ પણ જાતનું અંગત કામ કોઇ પણ અમલદારે કરાવવાનું નથી. (૯૪૮) નોટ—જ્યાં નોકરો મળી શકે તેમ હોય ત્યાં, આઇ. જી. પીની રજાથીજ કેદીનો ઉપયોગ થઈ શકશે.

૨૫૭ જેલના કેદીઓને જેલની જરૂરીયાત હોય તે કામ પહેલાં આપવું. પછી સરકારી ખાતામાં જરૂર હોય તે, અને છેવટે બજારમાં વેચાતા માલનું કામ આપવું, પણ કોઈ પણ વસ્તુ બજારના ભાવથી ઓછે વેચવી નહિ. (૯૪૩)

૨૫૮ બહાર કામ પર લઇ ગયેલ કેદીમાંથી કોઇ માંદો પડે તો, તેની આખી (પાર્ટી) ટુકડીને જેલમાં લઈ આવવી. (૯૭૪).

૨૫૯ કોઇ કેદીને કોર્ટમાં લઇ જતા હોય ત્યારે, તેમજ દવાખાને હોય ત્યાં સુધી બેડી પહેરાવી શકાય નહિ, પણ ડાકટરની રજાથી તેમ થઇ શકે. તોફાની માણસને પહેરાવવાની જરૂર લાગે તો કોર્ટની રજા માંગવી. (૯૭૭).

૨૬૦ પહેરા ઉપર હોય તે વોર્ડરની સાથે, દીવસ અને રાત્રીના જે માણસ એકાતમાં હોય તે વાત કરી શકે છે. તેમજ

પહેરાવાળાને રાત્રી અને દિવસના ચાવી ક્યાં છે, તેની ખબર હોવી જોઇએ. (૯૮૬).

૨૬૧ માંદા માણસને લોખંડની પાટીવાળો પલંગ, અને જરૂરી રજાઈ કે ગાદલું, અને કવર સાથે ઓસીકું–બે ચાદર આપવી, અને જરૂર પડે તેટલા કપડાં–ધાબળા, અને મચ્છરનો ત્રાસ હોય તો મચ્છરદાની આપવી. (૧૦૧૯)

૨૬૨ દરેક જેલમાં સારવારને માટે હુશીયાર અને ભણેલા કેદીને રાખવામાં આવશે, અને તેમને બીજા કામમાં મોકલવામાં આવશે નહિ. (૧૦૨૫)

૨૬૩ દવાખાનામાં તપાસ માટે આવેલ કેદી પોતાનાં કપડાં પહેરશે, પણ દાખલ કર્યા પછી દવાખાનાના પહેરશે. (૧૦૨૬).

૨૬૪ ડાકટરને લાગે કે અમુક માણસની અમુક જેલમાં બદલી કરવાથી તબીયત સુધરશે તો, તે પ્રમાણે કરવાનું સુપરીન્ટેન્ડન્ટ ને કહેશે. અને સુપરીન્ટેન્ડન્ડ આઈ, જી, પીને પુછાવશે. કઈ જેલમાં મોકલવો તે પણ ડાકટર કહી શકશે. (૧૦૨૯).

૨૬૫ જેલના દવાખાનામાં જે કેદીને સારૂં થઈ શકે તેમ નહોય તેને ગામના દવાખાનામાં ખસેડી શકાય છે. આવા કેસનો રીપોર્ટ ઇન્સ્પેકટર જનરલને મોકલવો. (૧૦૩૦).

૨૬૬ કેદી જ્યારે દાખલ થાય તે પહેલાં તેને શીતળા નીડળ્યા હોય તેના સ્પષ્ટ ચીન્હો હોય, અથવાતો શીતળા કઢાવેલ હોય તેના ચીન્હ બરાબર દેખાતા હોય તો, તેને શીતળા કાઢવાની ખાસ જરૂર નથી, પણ કોઈ ખાસ કારણે ડાકટર પોતાની ઇચ્છા પડે તેમ કરી શકે છે. (૧૦૫૪).

૨૬૭ કોઈ કોઢીઆ કેદીને રેલમાં મુસાફરી કરવાની હોય, ત્યારે તે બાબતની રેલ્વે સત્તાવાળાને ખબર આપવી. (૧૦૬૧)

૨૬૮ જેલમાં જેટલા કેદીઓને રાખવાના હોય, તેટલા માણસ દીઠ ૧૦૦ સ્વેકર માઇલ જમીન હોવી જોઈએ. જગ્યા જ્યાં મોંઘી હોય ત્યાં ૭૫ વાર તો ઓછામાં ઓછી રાખવી. (૧૦૬૨).

૨૬૯ સુવાની બેરેકમાં ઓછામા ઓછી માણસ દીઠ ૪૦ સ્કવેર ફીટ અને ૫૬૦ કયુબીક ફીટ જગ્યા રાખવી. દવાખાનામાં ૬૦ અને ૮૪૦ રાખવી. (૧૦૬૩).

૨૭૦ કોઈ પણ સુવાની જગ્યામાં ૪૦ ચાલીશથી વધારે માણસ રાખવા તે ઇચ્છવા યોગ્ય નથી. (૧૦૬૪).

૨૭૧ એકાંત કોટડીની જગ્યા ૯૬ સ્કવેર ફીટ અને ૧૨૦૦ કયુબીક ફીટ હોવી જોઇએ. (૧૦૬૫)

૨૭૨ બેરેકમાં હવા અજવાળા માટે માણસ દીઠ ૧૨ સ્કવેર ફીટ જગ્યા ઉઘાડી રાખવીજ અને એકાંત ઓરડીમાં ૨૪ સ્કવેર ફીટ રાખવી. (૧૦૬૬)

૨૭૩ દરેક બેરેકમાં ચુનાની અથવા લોખંડની ફ્રેઈમ વાળી ઓટલી ૬×૩×૧½ રાખવી જોઇએ. તે દરેક બેરેકમાં નિયમ પ્રણાણેની જ રાખવી જોઇએ. અને તે સામાસામી રાખવી અને તેમાં માંકડ ન થાય તેની ખાસ કાળજી રાખવી. (૧૦૬૭)

૨૭૪ દરેક બેરેકની નીચેની જમીન પત્થર કે ભેજ ન થઇ શકે તેવી વસ્તુની બનેલી હોવી જોઈએ, જેવી કે સીમેન્ટ કોંકરીટ કે ડામર વાળી જમીન ન હોવી જોઇએ. (૧૦૬૯)

૨૭૫ દરેક બેરેકને કોટડીની બન્ને બાજુ ઓશરીઓ હોવી જોઇએ. આથી કરીને વરસાદ અંદર આવતો અટકે, અને ખરાબ રૂતુમાં ખોરાક ત્યાં લઈ શકાય, તેમજ કામને માટે તેનો ઉપયોગ થઇ શકે, અને જ્યારે વધારે ભરતી હોય ત્યારે ઓછી સજા વાળા કેદીને બહાર સુવાડી શકાય. (૧૦૭૦)

૨૭૬ દરેક બેરેકમાં રાત્રીના ઉપયોગ થઇ શકે તેવું પાયખાનું રાખવું જોઇએ. (૧૦૭૧)

૨૭૭ દરેક બેરેક કે વોર્ડના દરવાજા ઉપર લાકડાં, પીત્તળ કે જસતના પતરાં ઉપર બેરેકની લંબાઈ પહોળાઈ તથા ઉંચાઈનું માપ તથા કેટલા કેદીઓ રાખવા તેનો આંકડો લખવો જોઇએ. (૧૦૭૩)

૨૭૮ જો કેદીઓ વધારે હોય તો સુપરીન્ટેન્ડન્ટ કામ કરવાની બેરેકની અંદર, તેમજ બીજા ઝુંપડાં કે તંબુમાં, વધારાના કેદીઓને રાખી શકશે, અને તે વિષે આઈ. જી. પી ને જણાવશે. (૧૦૭૪)

૨૭૯ કેદીઓને રાત્રીના અચોક્કસ મુદતે આવીને ડોકટર અને સુપરીન્ટેન્ડન્ટે જોવું જોઇએ. (૧૦૭૫)

૨૮૦ દર ૭ કેદીએ એક પાયખાનું હોવું જોઇએ. (૧૦૮૨)

૨૮૧ પાયખાના પત્થર કે ગેલ્વેનાઇઝ પતરાંના બનાવવા જોઇએ. લાકડું તો વાપરવું જ નહિ. (૧૦૮૨ B) પગાં પત્થરના હોવા જોઇએ.

૨૮૨ દરેક પાયખાનાની વચલી દીવાલ મર્યાદા જળવાય એટલી મોટી હોવી જોઇએ, તેમજ દરવાજા પણ હોવા જોઇએ. (૧૦૮૨૮)

૨૮૩ જો પીવા માટેનું પાણી ચોકખું ન હોય તો તેમાં ક્લોરીન નાખવું. (૧૦૯૮)

૨૮૪ જેલમાં જે મરે તેનું શરીર તેના સ્નેહીઓને સોપેલ ન હોય તો તેમની ધાર્મીક રીતી પ્રમાણેજ છેલ્લી ક્રીયા કરવી. (૧૧૦૩)

૨૮૫ અંતિમ સંસ્કારની ક્રિયા તેજ ધર્મના કેદીથીજ થવી જોઇએ. અને તેના અસ્થિ ધાર્મીક રીતી પ્રમાણે લઈ જવા દેવા. (૧૧૦૪)

अ ક્લાસને રોજનું દુધ શેર (૨) અને સાકર ૩ ઔંસ.

ब ,, ,, ,, ૧ ,, ૨ ,,

अ ક્લાસને ઘેરથી ખાવાનું, કપડાં, પુસ્તકો, સાબુ, તેલ, દવા વગેરે મંગાવવાની સંપૂર્ણ છુટ.

ब ને ચોપડી, સાબુ, બ્રશ, તેલ, પાવડર, અને દવા શીવાય બીજું મંગાવવાની મના.

क ને ચંપલ, ચોપડી, પાવડર, બ્રશ, સાબુ, તેલ અને દવા સીવાય બીજું મંગાવવાની મના.

## अ ब क ક્લાસના કેદીઓને મળતી વસ્તુઓ. પરિશિષ્ટ ૧—અને તેને માટે થતા ખર્ચનો કોઠો.

| अ | ब | क |
|---|---|---|
| રોજનું ખર્ચ ૦ાા= | રોજનું ખર્ચ ૦ા≡ | રોજનું ખર્ચ ૦)ના |
| ખોરાક—દુધ કે ચાહ અને એક પાઉ સવારે નાસ્તો. | દુધ કે ચાહ અને અર્ધો પાઉં. | જુવારની કાંજી મીઠાવાળી ૧ રતલ |
| બપોરના—રોટલી, દાળ ભાત, શાક. | રોટલી, દાળ, ભાત, શાક, | રોટલા ને દાળ. |
| સાંજના—દુધ, પુરી, શાક. | દુધ, પુરી, શાક. | રોટલા ને શાક. |
| વાસણ—થાળી, વાટકો, પ્યાલોને ચમચો. | થાળી, વાટકો, પ્યાલો ને ચમચો. | તાંસળું અને પવાલું. |
| પથારી—પલંગ, મચ્છરદાની, ગાદલું ઓશીકું, ચાદર ને ૨ ઓઢવાના. | ગાદલું, ઓશીકું, ચાદર અને ૨ ઓઢવાના. | ૧ ચટ્ટાઇ, બે કામળા અને ચાદર. |
| ફરનીચર—૧ આરામચેર, ૧ ખુરશી ટેબલ, અરીસો, દાંતીઓ અને બ્રશ. | ત્રણ જણા વચ્ચે સ્ટુલ ૧ ને બેરેક, કે રૂમ દીઠ અરીસો દાંતીઓ અને બ્રશ. ૧ | કંઈ નહિ. |
| કપડાં—૨ લાંબાં પહેરણ, ૨ લાંબાં પાટલુન, ૨ જાંગીયા, બંડી ૧ મોજા જોડ ૨, ટુવાલ ૧, ને ચંપલ. ૧ | ૨ ટુંકા પહેરણ, ૨ ટુંકા પાટલુન, ૧ ટુવાલ, ૨ ટોપી, ૨ જાંગીયા બંડી ૧ મોજા જોડ, ૨ ને ચંપલ. ૧ | ૨ ટુંકાં પહેરણ, ૨ ટુંકાં પાટલુન ૧ ટુવાલ, ૨ ટોપી, ૨ જાંગીયા ૧ બંડી. |
| મુલાકાત—દર પંદર દિવસે | દર મહીને | દર ત્રણ મહિને. |
| કાગળ—પંદર દિવસે | દર મહિને | દર ત્રણમહિને |
| છાપા—(પાસ કરેલ) દરરોજનું | અઠવાડીક | નહિ |
| છુટતી વખતે ટીકીટ—સેકન્ડ. | ઇન્ટર ન હોય ત્યાં સેકન્ડ. | થર્ડ. |

જેલમાં લાયબ્રેરી હોય છે તેમાંથી દરેકને પુસ્તકો મળે છે. મુલાકાતો—ચાલુ મુલાકાત, વકીલની સલાહની મુલાકાત વેપાર માટે ને ખાસ કારણે.

પત્રો—એડમીશન કાર્ડ, ટ્રાન્સફર કાર્ડ, ઇન્ટરવ્યું કાર્ડ, વેલફેર લેટર, બીઝનેસ લેટર, સ્પેશીઅલ લેટર, દાખલ થતી વખતે પતું, જેલબદલીનું પતું, મુલાકાત લેવા બોલાવવાનું પતું ખબર અંતર પુછાવવાનો કાગળ, વેપારને માટે કાગળ, ખાસ કારણસર કાગળ.

નીચેની બીનાઓ જેલ કાયદામાં નથી, છતાં ગુન્હો કરનાર કેદીને ઉપયોગી થઈ પડે તેમ છે. માટે તેની ટુંક નોંધ આ સાથે આપવામાં આવે છે.

માણસ ગુન્હો કરે છે તેના બે પ્રકાર હોય છે (૧) કોગની ઝેબલ વારંટ વિના પકડી શકાય, (૨) નોનકોગ્નીઝેબલ, વારંટથી પકડી શકાય, એક માંડવાળ કરી શકાય, અને બીજો કોર્ટની રજા વગર માંડવાળ ન કરી શકાય, એવા ગુન્હાના પ્રકારો છે.

માણસને જેલની સજા થાય તે પહેલાં, પકડાય ત્યારથી તેની બે સ્થિતિ થાય છે, પહેલાં તે પોલીસ લોકપમાં હોય છે, અને રજાના દિવસો ન હોય તો, પકડાયા પછી ૨૪ ચોવીશ કલાકની અંદર તેને માજીસ્ટ્રેટપનો પાસે ઉભો કરવામાં આવે છે, અને ખાસ જરૂરીયાત ન હોય તો, તે પછી તેને પોલીસને સોપવામાં આવતો નથી, પણ જેલમાં મોકલવામાં આવે છે, છતાં Judicial Lock upમાં ગણાય છે, અને મેજીસ્ટ્રેટની સુચના પ્રમાણેનું વર્તન તેની સાથે થાય છે.

માણસ ગમે તે ગુન્હા માટે પકડાય પણ જ્યાં સુધી તે, કાયદાની કોર્ટમાં ગુન્હેગાર ન ઠરે ત્યાં સુધી તે નિર્દોષ છે; તેમ ધારીને તેના પ્રત્યે વર્તન રહેવું જોઇએ. એ ન્યાયનો અવિચળ સિદ્ધાંત છે. છતાં કેટલેક ઠેકાણે તેમ થતું નથી, અને અજ્ઞાન ગુન્હેગાર જ નહિ, પણ વકીલો પણ તે ચલાવી લે છે એ શોચનીય છે.

સાધારણ રીતે તેવા માણસની સાથે નીચે પ્રમાણેનું વર્તન થવું જોઈએ, તેને બેડી પહેરાવી શકાય નહિ. માત્ર જેલ બહાર લઈ જતી વખતે ભાગી જવાની બીક હોય તોજ, માજીસ્ટ્રેટની રજાથી હાથ કડી પહેરાવી શકાય, ને દોરડાં બાંધી શકાય, તેને દિવસના પુરી શકાય નહિ, તેને ઘરનાં કપડાં, ખોરાક, બુટ, સાબુ, ધાર્મીક કે બીજા પુસ્તકો, ને ધાર્મીક સાધનો (માળા મૂર્તી છબી) કાગળ પેનસીલ અને કેશના માટેના બધા સાધનો રાખવાનો સંપૂર્ણ હક્ક છે. તે ગમે ત્યારે પત્રો લખે અને મુલાકાતો લે. સરકારી ખર્ચે ખોરાકને કપડાં આપવાના હોય તો પણ તેના (Social status) સામાજીક દરજ્જા પ્રમાણે આપવા જોઈએ. છેલ્લું કાયદા પ્રમાણે છે કે નહિ તે હું જાણતો નથી, પણ પહેલી ૧૯૩૦ ની સવિનય ભંગની લડતમાં ધંધુકા તાલુકામાં એક કેદી દીઠ ૦—૧૦—૦ દસ આનાથી રૂ. ૩) અંકે રૂપીયા ત્રણ સુધીનું રોજનું ભથ્થું મળતું તે મને બરાબર યાદ છે. અને તે પણ મેજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે જો આ કાયદેસર ન હોય, તો પણ તે માટે પ્રચંડ લડત ઉપાડવાની જરૂરીયાત છે એમ હું માનું છું.

Classification વર્ગીકરણ સાધારણ રીતે નીચે પ્રમાણે થવું જોઈએ, અને કાયદો પણ તેમજ છે, છતાં અમલ ગમે તેમ થાય છે, મને યાદ છે ત્યાં સુધી ૧૯૩૦ની લડત વખતે શરૂઆતમાં મુંબઇથી પકડાએલ માણસોમાનાં જેઓ મેટ્રીક સુધી ભણેલા હતા, અથવા માસીક રૂ. ૧૦૦) અંકે રૂપીઆ સો કે તેથી ઉપરાંત કમાતા હતા તેમને B કલાસ આપવામાં આવેલ. સામાજીક દરજ્જો નીચે પ્રમાણે જોવામાં આવે છે. (Social Status) (૧) જન સમાજમાં તેનું સ્થાન લોકપ્રિયતા (૨) ધન સંપત્તિ કે આવક. (૩) વિદ્યા. (૪) સામાજીક રહેણીકરણી.

Parole બ્રીટીશ હિંદુસ્તાનમાં જેલમાં પકડાએલ કેદીના માતા, પિતા, સ્ત્રી, બાળકો, અથવા જેનો આધાર કેદી ઉપર હોય, તેવા

નજદીકના સગાંની માંદગી કે મરણ, અથવા મીલ્કતની ખાસ વ્યવસ્થા, અથવા કોઈ કમીટી કે કમીશન પાસે જુબાની. કેશ કે પરીક્ષા માટે, parole માત્ર પોતાની લેખીત જામીનગીરી ઉપર નિયત કરેલા વખત પુરતા છોડી શકાય છે. અને કેદીની ભયંકર માંદગી હોય તો સંપૂર્ણ મુક્ત કરવામાં આવે છે. અને તે બધાનો આધાર સ્થાનિક સત્તાવાળાની લગભગ ઇચ્છા ઉપર હોય છે. તેઓએ આ માટે રાજકીય નહિ પણ તટસ્થ દ્રષ્ટિએ વિચાર કરવો જોઈએ. દેશી રાજ્યોના અમલદારો આ વાતો સહન કરી શકતા નથ. તેમને મન આવી વાતો કેવળ મુર્ખાય જ છે.

જેલની કલ્પના અને કારણ સાધારણ રીતે નીચે પ્રમાણે છે. અજ્ઞાન અને આડે રસ્તે ચડી ગયેલા માણસને સુધારી સમાજમાં મુકવો, અથવા તે સુધરે તેમ ન હોય તો, સમાજને હરકત ન કરે તે માટે તેને સમાજથી દુર રાખવો, આ કારણે જ તેના ગુન્હાના પ્રમાણમાં સજા થાય છે, અને તેના વર્તનના પ્રમાણમાં માફી મળે છે, કે સજા રદ થાય છે.—સુધારવાના પ્રકારો નીચે પ્રમાણે છે.

(૧) અભણને ભણાવવો.

(૨) ભણેલાના નૈતિક વિચાર સુધારવા.

(૩) બેકારને હુન્નર ઉદ્યોગ શીખવવા.

જેલ કાયદાઓની તારવણી કરતાં આજ વસ્તુ નીકળે છે, છતાં વર્તન લગભગ તેમ નથી. આ કારણે રાજકિય કેદી નૈતિક રીતે પણ કામ કરવાને બંધાએલ નથી. નવરાં બેઠા શરીર ન બગડે એ કારણે તેને કામ આપે તો વાંધો ન હોવો જોઈએ. પણ ઘંટી, ઘાણી, કોસ, પત્થરા ભાંગવા ને રસ્તા ખોદાવવા સુધીના કામનો ઇન્કાર ન કરવામાં આપણી નૈતિક અધોગતિ જ છે.

ગાંધીજીના વિચાર પ્રમાણે આપણું શરીર—આત્મા નહિ, જેલ સત્તા વાળાને સોંપી દઈએ છીએ. પણ તે શરીર કામ કરી

શકતું ન હોય, અને આત્મા પણ તેવું કામ કરવાની ના પાડતો હોય, ત્યારે જેલ સજાની કે માફી ઓછી મળવાની બીકે કામ કરવું એ કેવળ નમાલાપણું છે.

ખરાબ હવા પાણી વાળા પ્રદેશમાં માણસને રાખીને પછી રોગના ભયની સામે તેને કોલેરા, પ્લેગ, શીતળા, વગેરેના ઇન્જેકશનો લેવાનો પણ વિરોધ કરવો જોઈએ.

(Foreigners Act) ૧૮૬૪ નો પરદેશીઓને લગતો એક કાયદો છે તેના ત્રીજા કાયદાની ત્રીજી કલમ પ્રમાણે દેશી રાજ્યોના શહેરીઓને પરદેશી ગણવામાં આવે છે. જો કે નૈતિક દૃષ્ટિએ એ બરાબર નથી—છતાં કાયદેસર તેનો અમલ થઈ શકે છે. આનો અમલ ૧૯૩૦ અને ૧૯૩૨ ની લડત વખતે કરવામાં આવ્યો હતો. અને મારા ઉપર તેનો અમલ બન્ને વખત થયો હતો, તેથી મને બરાબર અનુભવ છે.

આ કાયદા પ્રમાણે કેદી જ્યારે છુટવાનો હોય છે, ત્યારે સ્થાનિક સરકાર તરફથી તેને નીચે પ્રમાણે હુકમ મળે છે.

૧૮૬૪ ના ત્રીજા (૩) કાયદાની (૩) ત્રીજી કલમ પ્રમાણે ગવર્નરની કાઉન્સીલને મળેલી સત્તાની રૂએ તમને પરદેશી તરીકે આ કાયદાની રૂએ હુકમ કરવામાં આવે છે કે, તમારે તમારી મેળે જેમ બને તેમ જલદી રેલ્વે, રસ્તે બ્રીટીશ હિંદુસ્તાન છોડી ચાલ્યા જવું.

નામદાર ગવર્નરની કાઉન્સીલના હુકમ પ્રમાણે.

પોલીટીકલ ડીપાર્ટમેન્ટ

સહી—સીક્કો

આ કાયદા પ્રમાણે ઘણા દેશી રાજ્યોના શહેરીઓને બન્ને લડત વખતે હદપાર કરવામાં આવેલ, પણ તેનો અમલ જુદી જુદી રીતે થતો. આ ઓર્ડર સાથે જ ત્યાંના સ્થાનિક પોલીસ સત્તાવાળાને પણ એક હુકમ મળતો કે અમુક માણસને હદપાર કરવાનો છે.

માટે તે હદ છોડે ત્યાં સુધી તમારે તેની દેખરેખ (Surveillance) ચોકી રાખવી, અને તે માટે જ છુટતી વખતે જેલ ઉપર જ પોલીસ આવતી, પણ જેલ સત્તાવાળા ટીકીટ અને ભથ્થું તો કેદીને જ સોંપતા, એટલે કે કેદી છુટો હતો, કેદીને પોલીસના હુકમ પ્રમાણે વર્તવાનું હોય તો (Under Arrest) પકડાએલો ગણાય, અને ભથ્થું ટીકીટ પોલીસ પાસે હોવા જોઈએ. પણ (Under Surveillance) હોય તો ટીકીટ ભથ્થું કેદી પાસે હોય, અને તે તેની ઇચ્છા પ્રમાણે ટીકીટમાં નક્કી કરેલા વખત પ્રમાણે નક્કી કરેલી ટ્રેઈનમાં જ જાય, પણ કોઈ સ્થળે ટ્રેઈન કનેકશન ન હોય તો, તે પોલીસ કહે ત્યાં અથવા સ્ટેશને બેસવાને બંધાએલ નથી. તે ગામમાં ગમે ત્યાં ફરી શકે છે. પોલીસની ઇચ્છા હોય તો ચોકી રાખવા તેની સાથે તેને પોતાને ખર્ચે—સરકારી ખર્ચે ફરે. હું વીસાપુરથી છુટી પુના અને મુંબઈ બન્ને ઠેકાણે ગામમાં ગયેલ અને મીત્રો તથા સગાંની મુલાકાત લીધેલ આ હુકમનો જુદી જુદી રીતે અમલ થયો છે.

(૧) જે જગ્યાએથી છુટતા ત્યાંથી જાય છે કે નહિ તેટલું જ પોલીસ ધ્યાન રાખતી.

(૨) દરેક સ્ટેશન કે જંકશને જ પોલીસ ધ્યાન રાખતી.

(૩) પોલીસ બ્રીટીશ હિંદુસ્થાનની બહાર જાય ત્યાં સુધી સાથે રહેતી.

(૪) છુટનાર જે રાજ્યના હોય ત્યાં સુધી મુકી આવતા.

(૫) છુટનાર જે રાજ્યના હોય તેની પોલીસને સોંપતા. કાયદેસર તેનો હક્ક તો માત્ર એટલું જ જોવાનો છે કે, કેદીને મળેલ હુકમ પ્રમાણે તે બ્રીટીશ હિંદુસ્તાન છોડે છે કે નહિ, ને ન છોડે તો, તેને પકડી માજીસ્ટ્રેટ પાસે ઉભો કરવો જોઈએ. માજીસ્ટ્રેટ પણ તેને માત્ર નજર કેદી તરીકે ચરોડામાં રાખી શકે અને A. કે B.

ક્લાસના કેદી તરીકે જ તેની સાથે વર્તણુક કરવાનો હુકમ આપી શકે, પણ આપણાં નેતાઓ અને પત્રકારો માત્ર વખત આવે ત્યારે જ જાગૃત થાય છે. અને પછી બધી વાત ભુલી જાય છે—આ કાયદાનું પણ સ્પષ્ટીકરણ થવાની ખાસ જરૂરત છે—કારણ કે લડતનાં નગારાં માથે વાગી રહ્યાં છે.

બીજું પરદેશીઓના કાયદા પ્રમાણે નહિ, પણ કોઈ કલ્પિત ભેજાનાં તરંગ પ્રમાણે દેશી રાજ્યોની પ્રજાજનોના ફોટા લેવાય છે, અને આંગળાની છાપ પણ લેવામાં આવે છે, ૧૮૬૪ના પરદેશીઓના કાયદામાં આવું કંઈ નથી—મેં તેનો વિરોધ પણ કરેલ, પણ કોઈ પોલીસ અમલદારે તેનો જવાબ ન આપ્યો, પણ છેવટે ગોંડીયા—ના માજીસ્ટ્રેટે મને એક બીજો કાયદો બતાવ્યો કે, જેને એક વર્ષ કે તેથી ઉપરાંત સખ્ત સજા થઈ હોય, અને પોલીસની ઇચ્છા હોય તો ફોટો લઈ શકે છે. બીજાના નહિ આ બાબતનું પણ સ્પષ્ટીકરણ થવાની જરૂરીયાત છે.

વંદેમાતરમ્

---

પ્રકાશક: શ્રી. લવણપ્રસાદ ફુલચંદ શાહ, ૩૬ ભાંગવાડી, મુંબઇ—૨
આ ચોપડીમાં પાનાં ૧ થી ૫૬ સુધી છાપનાર
મુદ્રક: મણીલાલ કલ્યાણદાસ પટેલ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોર નાકા—અમદાવાદ.